# પ્રાણવાન પ્રકાશનો

| | | |
|---|---|---|
| ભભૂકતી જ્વાળા | રામુભાઈ અમીન | ૪–૦ |
| રજની | ચિરંતન | ૪–૦ |
| ત્રણ પાંખડી | શ્રી નીરુ દેસાઈ | ૩–૦ |
| નિશિગંધા | શ્રી 'સત્યમ્' બી. એ. | ૨–૮ |
| પ્રેમળ જ્યોત | મુરલી ઠાકુર એમ એ. | ૨–૮ |
| રૂપાં | શ્રી કૃષ્ણલાલ શાહ | ૨–૮ |
| રાજા વિશળદેવ ભા. ૧ | શ્રી ધ. ત્રિપાઠી | ૨–૦ |
| રાજા વિશળદેવ ભા. ૨ | ,, | ૨–૦ |
| જીવનસાથી | શ્રી ડુંગરશી સંપટ | ૨-૧૨ |
| ત્રણ હૈયાં | શ્રી કૃષ્ણલાલ શાહ | ૨-૧૨ |
| સોહાગણ ભા. ૧ | શ્રી રમાકાન્ત ગૌતમ | ૨–૪ |
| સોહાગણ ભા. ૨ | ,, | ૨–૪ |
| ક્રાન્તિનાદ | શ્રી દિવ્યાનંદ | ૩–૦ |
| રાજલક્ષ્મી | શ્રી પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ૪–૦ |
| પ્રયાણ | શ્રી ઈંદ્ર વસાવડા | ૩–૮ |
| સોરવણાં | શ્રી વિનોદ ભટ્ટ | ૨–૮ |
| કલાની સહચરી | શ્રી સો. ભાવસાર | ૨–૮ |
| કુંદન | શ્રી બંકિમચંદ્ર | ૩–૮ |
| ચંદા | શ્રી ઈંદ્ર વસાવડા | ૩–૦ |
| અકલના ખાં | શ્રી 'એકાર' | ૩–૦ |
| શ્રીદેવી | બંકિમચંદ્ર | ૩–૦ |
| આમીઝમ | શ્રી રામરાય મુનશી | ૩–૮ |
| ઈશ્વરનું ખૂન | શ્રી દિવ્યાનંદ કૃત | ૨-૧૨ |
| બહેન | નિરુપમાદેવી કૃત | ૪–૦ |
| ગંગાના નીર | ઈંદ્ર વસાવડા | ૩–૦ |
| ચોખવટથી વાત કરજો | શ્રી દિ. ઠાકોર | ૨–૮ |

નવચેતન સાહિત્ય મંદિર

૨૪૫૨ : [illegible] : અમદાવાદ.

નવચેતન પ્રકાશન ૧૧
વર્ષ ૧૧ મું ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુ. ૪૪ પુસ્તક ૨ જું

# આશીર્વાદ

લેખક
શેવક ભોજરાજ

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર: અમદાવાદ

પ્રકાશક

પુરૂષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

આવૃત્તિ ૧ લી



કિંમત રૂા. ૨-૦-૦



વાર્ષિક લવાજમ દેશમાં પાકું પૂંઠું રૂા. ૬-૦-૦
પોસ્ટેજ અલગ.

મુદ્રક

મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ.
ઘીકાંટા રોડ : અમદાવાદ.

# અર્પણ

મ્હારી બાળામાં વ્હાલી
બ્હેનીને

લેખક

# નિવેદન

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના વર્ષ ૧૧ માનું બીજુ પુસ્તક આશીર્વાદ ગુજરાત સમક્ષ રજૂ કરીએ છીએ.

આશીર્વાદનું સર્જનસિંધી હોવા છતાં વર્ષોથી મુંબઈમાં વસવાટ કરતા લોક શેવક શ્રી ભોજરાજે ગુજરાતીમાં ઉતાર્યું છે.

શેવક ભોજરાજની ઓળખ અમારે આપવાની હોય જ નહિં ગુજરાતમાં પર પ્રાંતિય લેખકોમાં કાકા સાહેબનું સ્થાન અગ્રસ્થાને છે. શેવક ભોજરાજની ઓળખ આશીર્વાદથી ગુજરાતને આપવાનો યશ અમને મળે એથી અમને આનંદ છે.

આશીર્વાદની સળંગ નવલકથા ટૂંકી હોવા છતાં રસપ્રદ નીવડી છે. સને ૧૯૨૧ ના રાષ્ટ્રિય આંદોલનો આ નવલમાં જોરદાર અને લાગણી પ્રધાન શૈલીથી વણાયલા આપણને સમજાશે. છતાંય એમાં જે કાંઈ તત્ત્વ છે તેનો પરિચય ભાઈ ઈંદ્રભાઈએ આપ્યો છે.

આ નવલ અમારી સંસ્થાને આપવા બદલ શેવક ભોજરાજ તેમજ શ્રી. ઈંદ્રભાઈ વસાવડાના અમો આભારી છીએ. અમારૂં આવતું પ્રકાશન શ્રી. મંજુલાલ દેસાઈ કૃત 'ભગવાન ચાણક્ય' તૈયાર થાય છે.

**નવચેતન સાહિત્ય મંદિર**

૨૪૫૬ : ભદ્ર : **અમદાવાદ**

એજ લી. સેવકો

**પુરૂષોત્તમ પારેખ**

**નટવરલાલ વોરા**

# પ્રસ્તાવના

દરેક ચીજ દરેક માણુસના મન પર કેટલો આધાર રાખે છે ! સેંકડો કેદીઓ જેલમાં પડ્યા છે. દરેકના સ્વભાવનો અભ્યાસ કરવાનો આપણે પ્રયત્ન કરીએ તો અદ્દભુત જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ. પણ આ બધા દાખલાઓમાં એક વાત તો તદ્દન નિરાળી જ તરી આવશે કે જે કેદીઓ પોતાના મનને આનંદમાં રાખે છે તેઓ તો જાણે કેદમાં છે જ નહિ. તેઓ બહાર કરતા જેલમાં વધારે આનંદીત જોવામાં આવે છે. બાકી જેઓના વિચાર બહાર ફર્યા કરતા હોય તેઓને કાંઈ ને કાંઈ અસંતોષ રહ્યા કરે છે. ટુંકમાં એટલું કહેવાનું કે જેઓને એક યા બીજી ચિન્તા અથવા ફીકર લાગેલ હોય છે. તેઓના હ્રદયની મુંઝવણને લીધે શરીરમાં પણ બેચેની લાગ્યા કરે છે, તેઓને દિવસો પણ લાંબા લાગે છે અને દિવસે દિવસે તેમનાં શરીર ગળતાં જાય છે અને ફિક્કાં પડતાં જાય છે.

રાજકેદીઓની તો વાત જ જુદી હોય છે. તેઓને પોતાની જન્મભૂમિની લાગણીને લીધે જેલમાં આવ્યાથી એક જાતનો અલભ્ય આનંદ પ્રાપ્ત થાય છે. તેઓ દરેક મુશ્કેલીઓ તથા તકલીફમાં માતૃભૂમિની મુક્તિ જુએ છે.

રાજકેદીઓમાં વળી જેઓને લખવાનો શોખ હોય છે તેઓની વાત તો જુદી જ છે. તેઓ પોતાની મસ્તીમાં મસ્ત રહે છે. લખવામાં પોતાને મશગુલ રાખી મોજમજાહમાં વખત પસાર કરે છે.

જેલની નિરસ જિંદગીને જરાક રસમય અને સ્વાદિષ્ટ બનાવવા માટે હું પણ કેટલોક સમય લખવામાં વીતાવતો. એવી રીતે વખતનો સદુપયોગ કરતાં કેટલીક ભાષાઓ, જેવી કે હિન્દી, ઉર્દુ, ગુજરાતી, મરાઠી અને બંગાળી ભાષા થોડી ઘણી શીખ્યો. એમાં સાથે રહેનારા રાજકેદીઓ તેમજ સામાન્ય કેદીઓ મને મદદ કરતા. મરાઠી બોલતાં તો હું લગભગ શીખી ગયો હતો અને બીજી ભાષાઓ માટે હું ચોપડી સાથે શબ્દકોષ લઈને બેસતો. રવિબાબુની બંગાળી અને ધૂમકેતુની ગુજરાતી વાર્તાઓનો અનુવાદ કરતો. એવી જ રીતે ભાષાઓ શીખવાનો પ્રયોગ કરતો. મુંબઈમાં આવ્યા બાદ ગુજરાતીઓના વધારે પરિચયમાં આવ્યો.

આ નવલકથા મેં મારા જ વિનોદ માટે પહેલવહેલાં સિંધીમાં લખેલી. કટકે કટકે ચાલું વાર્તા લખતાં પંદરેક દિવસ લાગ્યા હશે પણ એ પખવાડિયું હું તેમાં જ તલ્લીન થઈ ગયો હતો. ખરેખર જેલમાં એવા જ સમય આપણા મનને મોજ અને આત્માને આનંદ આપનારા હોય છે.

નવલકથામાં નાયક યાને શ્યામના પોતાના જ મોઢેથી પ્રસંગ રજૂ કરાવ્યા છે. એને લીધે ભાષા તો સરળ જ વપરાઈ છે અને ગુજરાતીના બહુ ઉચ્ચ શબ્દો ન જાણવાથી પણ સરળ ભાષાનો ઉપયોગ કરવાનો લાભ મળ્યો છે.

શ્યામથી એના બાળપણના ખ્યાલો સાથે મોટપણના વિચારોને સરખાવેલ છે. સાથે સાથે આજકાલના બાળકો અને શ્યામના સમયના બાળકોની ભાવનાઓ સાથે પણ સરખામણી કરેલ છે. શ્યામમાં બાળપણથી જ બહાદુરી અને યુદ્ધ પ્રિયતાનાં બીજ વાવવામાં આવ્યાં હતાં. મોટો થતાં તે

તેનું શૌર્ય પૂરવાર કરવા માટે લડત—અલબત્ત અહિંસક લડત—લડવા માટે કમર કસીને તૈયાર થઈ જાય છે.

અને નાયિકા કમળા પર વખતો વખત પ્રાસંગિક અસર થવાથી કેવી રીતે એનાં જીવનનાં વ્હેણુ બદલાયા કરે છે એ રજૂ કરવામાં આવેલ છે. સાથે સાથ આખરે કદાચ એ પ્રશ્ન ઊભો થાય કે વિધવા વિવાહ થવો જોઈએ કે નહિ? મારો પોતાનો અભિપ્રાય એ છે કે એક પતિને એક પત્ની જેવો બીજો કોઈ ઉત્તમ માર્ગ નથી પણ જો કે પુરુષોને બીજાં લગ્ન કરવામાં વાંધો નથી તો પછી એ જ રૂકાવટ સ્ત્રીઓ માટે ખાસ કેમ હોઈ શકે? અર્થાત્ પુરુષો અને સ્ત્રીઓ એક લગ્નથી નિભાવી શકતા હોય તો વાહ વાહ! નહિ તો આડે અવળે રસ્તે ફસાઈ જાય એના કરતાં બીજાં લગ્ન કરે એમાં શું ખોટું છે?

બીજું પણ એક મુખ્ય પાત્ર શ્યામની પત્ની સુંદરી છે. શ્યામ અને સુંદરી વચ્ચેનો પતિપત્ની પ્રેમ જીગર—અમી જેવો છે. એક બીજાને જોયા વગર કોઈ દાંપત્ય લગ્ન થાય તે બાદ તેઓને એક બીજા માટે પ્રીતિ ઉત્પન્ન થઈ શકે કે નહિ, અને એ પ્રીતિ આખરે કઈ હદ સુધી પહોંચી શકે એ કોયડો સુંદરી દ્વારા ઉકેલવા પ્રયત્ન કરેલ છે. એ વાતો સિવાય આમીલ—ભાઈબંધનો સવાલ, યોગનો મહિમા, માતૃ-હૃદય, મિલકતની મુંઝવણ, દેશસેવા અને જેલની અંદર રાજકેદીઓનો જિંદગી પર થોડા ઘણા ઈસારા કરેલ છે.

ખાસ કરીને બાળકથી જુવાન સુધી ઈન્સાનમાં જે જીવન પલટાઓ આવે છે એ ચીતરવાની કોશીષ કરેલ છે, અને ટૂંકમાં કહીએ તો થોડાં સામાજિક વૃત્તાંતો જેમના તેમ

પેશ કરેલ છે યાને મેં કોશીષ કરીને નવલકથાને જીવનની સાચી ઓઢણી પહેરાવેલ છે.

જે પ્રસંગોનાં તારીખ અને જગા પ્રમાણે વર્ણન કરેલ છે એ તારીખો અને જગાઓ લગભગ સાચી છે. પણ દરેક વખતે નવલકથામાં પાત્ર એ જ મોજુદ રાખેલ છે. જિંદગી ખુદ સાહિત્ય છે. સાહિત્ય પોતે જ જિંદગી છે. એ જિંદગીના કેટલાક દાખલા અને અનુભવ આ સાહિત્યમાં આપેલ છે.

અહિં સિંધી સાહિત્ય વિષે થોડું કહું તો અસ્થાને ન ગણાય. સિંધી સાહિત્યની જ્યારે બીજા દેશો—અલબત્ત દરિયાપારના દેશો નથી કહેતો—ફક્ત હિંદુસ્તાનના જ દેશો જેવા કે બંગાળ, મધ્યપ્રાંત, ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે દેશોના સાહિત્ય સાથે સરખામણી કરીએ તો મનમાં બહુ નિરાશા ઉત્પન્ન થાય છે. સિંધીમાં મૌલિક પુસ્તકો બહુ ઓછા પ્રમાણમાં, નહિ જેવા પ્રમાણમાં કહીએ તો ચાલે, લગભગ બધી ચોપડીઓ અનુવાદિત છે. કોણ જાણે ક્યારે એવો સદ્ભાગી દિવસ આવશે કે જ્યારે સિંધવાસીઓ પોતાના સાહિત્યનો આદરસત્કાર કરીને સિંધી ચોપડીઓને ચાહ અને ઉત્સાહથી વાંચશે, જ્યારે નવા લેખકો નવી વાર્તાઓ લખી તૈયાર કરશે, અને જ્યારે ચોપડીઓ પાછળ ચોપડીઓ છપાવવાની જરૂરિયાત ઉદ્ભવશે!

આ નવલકથા જ્યારે મેં સિંધીમાં લખી હતી ત્યારે એમ લાગતું હતું કે છપાશે કે નહિ પણ જેલમાં મારી સાથે જે મિત્રો રહેતા હતા તેઓને સારા પ્રમાણમાં ગમી હતી. જેલમાં જ મારા મિત્ર ભાઈ ગીરધરલાલ કોટકને આ વાર્તા ગુજરાતીમાં લખાવી.

મને લાગતું હતું કે પહેલાં એ નવલકથા ગુજરાતીમાં છપાશે પણ ભાઈ ગીરધરલાલ જેલમાંથી છૂટયા પછી જાપાન ચાલ્યા ગયા અને નવલકથા પણ તેમની સાથે રહી. એ દરમિયાન સદ્દભાગ્યે નવલકથા સિંધીમાં પ્રગટ થઈ અને કોણ જાણે કેમ સિંધવાસીઓને ઠીક પ્રમાણમાં ગમી.

લગભગ દસ વર્ષ બાદ જ્યારે હું અને ગીરધરલાલ મુંબઈમાં ભેગા થયા અને મેં નવલકથા વિષે પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે તે તેમની પાસે છે પણ કદાચ ગૂમ થઈ ગઈ હોય ? મેં તો એને મેળવવાની આશા પણ છોડી દીધી હતી પણ પછી એકાદ વર્ષે ગીરધરલાલને એ મળી આવી. તે બાદ મારા મિત્ર ભાઈ ઈન્દ્ર વસાવડાએ એમાં થોડા ઘણા સુધારા વધારા કર્યા. એને માટે હું આ બન્ને ભાઈઓ—ગીરધરલાલ અને ઈન્દ્ર વસાવડાનો ઋણી છું.

આ નવલકથા કરાંચી જિલ્લા જેલમાં ૧૨–૧૧–૧૯૩૨ માં લખાયેલ અને તે જ પ્રમાણે અત્યારે પ્રગટ કરેલ છે.

ગુજરાતીમાં બીજા પ્રાંતના પુસ્તકકાર હોય તો કાકા કાલેલકર સાહેબ છે. એમની સાથે અથવા અસલ ગુજરાતી લેખકો સાથે મારી સરખામણી થાય એ અવ્યાજબી ગણાય અને આશા છે આ પુસ્તક વાંચીને ગુજરાતી વાંચકો મારી મહેનતને સ્વીકારશે અને પ્રોત્સાહન આપી આભારી કરશે.

"ગુલીસ્તાન"
ખાર—મુંબઈ
૨૭–૫–'૪૬

શેવક ભોજરાજ.

૨૫૮૫૩

# પરિચય

આશીર્વાદના લેખક ભાઈ શેવક ભોજરાજ એક જાણીતા સિંધી લેખક છે, અને તેઓ ગુજરાતી સારી રીતે બોલી શકે છે. આશીર્વાદ તેમની પ્રથમ નવલકથા મૂળ સિંધી ભાષામાં પ્રગટ થએલી. ૧૯૧૭ પહેલાંની રાષ્ટ્રીય ચળવળ, તે બાદ પ્રથમ મહાયુદ્ધ પછી મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ આંદોલનો તથા ૧૯૩૦-૩૨ નાં આંદોલનો બાલેખતી આ નવલકથા છે. છતાં તેમાં નવલકથાનાં બધાં જ અંગો સુંદર રીતે વણી લેવામાં આવ્યાં છે. સિંધી સાહિત્યમાં આ પ્રથમ મૌલિક નવલકથા એટલે તેને સિંધી સાહિત્યમાં ઘણું ઉચ્ચ સ્થાન મળ્યું છે.

જ્યારે શેવક ભાઈ જેલમાં હતા, ત્યારે તેમના સહવાસી શ્રી. ગીરધરલાલ કોટકની મદદથી નવલકથાનો અનુવાદ ગુજરાતીમાં કર્યો, અને જેલમાં જ અનુવાદ પૂરો કર્યો.

મુંબઈ આવ્યા પછી, ઘણે વર્ષે આ નવલકથા ભાઈ શ્રી. સોપાનને આપવામાં આવી. પણ તેમાં ભાષાની અનેક ત્રુટિઓ હતી એટલે ભાઈ શ્રી. સોપાને તે નવલકથા જોઈ જવા તથા તેને શુદ્ધ ગુજરાતી રૂપ આપવા મને આપી.

આશીર્વાદ ખોલી તેનાં થોડાં જ પૃષ્ઠો વાંચતાં હું મુગ્ધ થયો. જાણે કે મારા જ બાલ્યકાળમાં ન પહોંચી ગયો હોઉં તેવું થયું. બાળકોનાં માનસને આલેખતી સ્ત્રીબાળુની કોઈ વાર્તા વાંચતો હોઉં તેવો આનંદ મને થયો. પછી તો હું આખી વાર્તા વાંચી ગયો, અને વાંસદા આવી એ વાર્તામાં

મેં ઘણા સુધારાવધારા કર્યાં. તે પછી શેવકભાઈ પણ વાંસદા આવ્યા અને આખી વાર્તા ફરીથી અમે લખી નાખી. અને તેને પ્રકાશિત કરવાનું બીડું ભાઈશ્રી પુરુષોત્તમ પારેખ તથા નટવરલાલ વોરાએ ઝડપ્યું.

વાર્તાની શરૂઆત કેટલી સરળ તથા સુંદર રીતે થાય છે?

"સગડીની આસપાસ ટોળું વળીને અમે બાળકો બેઠાં હતાં. મા અમને વાર્તા કહેતી હતી."

"એક હતો રાજા અને એક હતી રાણી."

આમ આ વાર્તા રાજા રાણીની અન્તર્વાર્તાથી શરૂ થાય છે. પણ એમ ન ધારતા કે આ બાળકોની વાર્તા છે. શરૂઆતનાં પૃષ્ઠો વાંચી એક મિત્રે ભૂલ કરી હતી કે આ તો બાળ વાર્તા છે.

મેં કહ્યું—હા, ને 'ના' હા એ દૃષ્ટિએ કે એ બાલમાનસનું સચોટ વર્ણન કરે છે. ના એ માટે કે તે માત્ર બાલ માનસનું આલેખન કરી અટકી જતી નથી. તેનું ક્ષેત્ર વિશાળ છે. અને એક અત્યંત કુશળ કલાકારની જેમ લેખક બાળવાર્તા—રાજારાણીની વાર્તાથી નવલકથાની શરૂઆત કરે છે અને એ બાળવાર્તા અધવચ્ચે જ અટકી પડે છે કારણ કે નવલકથાની નાયિકા પોતે—કમલા—પોતાનાં કુટુંબીજનો સાથે નાયકને ઘેર, રાતને વખતે આવી ચઢે છે. અને આ સ્થળે કમળા અને શ્યામનો, બાલ્યકાળમાં, પ્રથમ પરિચય થાય છે. બન્ને ખૂબ રમે છે. મઝા કરે છે અને બાળકોની જેમ રીસાય છે પણ ખરાં અને આ બાલ્યક્રીડાઓ લેખકે કેટલી સરળતાથી વર્ણવી છે? અને આ અણબનાવ પછી

જ્યારે ફરી વાર મૈત્રી સ્થપાય છે ત્યારનું વર્ણન આપણને મુગ્ધ કરે છે.

"જ્યારે બા, પાસે આવી પૂછવા લાગી."

"શું થયું રે?"

ત્યારે કામે નાક ઉપર આંગળી મૂકી એવી તો મારા તરફ આંખ કરી કે માત્ર હું આટલું જ બોલી શક્યો "બા...એતો...એતો ખાવાનું તૈયાર છે કે નહીં? છેને... હું ખાઈ લઉં? પછી હું ને કમળા બન્ને સાથે ખાવું."

અને આમ મૈત્રી સંધાય છે.

"જ્યારે કામ (કમળા) અને હું બન્ને ભેગા જમવા બેઠાં ત્યારે ઓરડામાં કોઈ નહતું. તેજ વખતે અમારાં બન્નેનાં મન ખૂબ ભરાઈ આવ્યાં અને અમારાં હૃદય એક બીજાને ખોલીને બતાવી શક્યાં હોત પણ બન્નેમાંથી કોઈએ એક શબ્દ પણ મોઢામાંથી કાઢ્યો નહીં.

જમીને ઊઠ્યા પણ ઓસરીના ઉમરા ઉપર આવીને અમારા પગ ચોંટી ગયા. હાથમાં હાથ રાખી ત્યાં જ બેસી ગયાં."

અને પછી બન્ને વિખૂટાં પડે છે. આ વખતનું શ્યામના મનોભાવોનું વિશ્લેષણ લેખકે ઘણા જ સુંદર શબ્દોમાં કર્યું છે. ચૌદ વર્ષનું બાળક, નથી બાળક કે નથી પ્રૌઢ અને તે બધી બાજુથી હડધૂત થાય છે. કમળા પોતાનાં માતપિતા સાથે ગામડે જાય છે. ને શ્યામ લારખાનામાં જ રહે છે.

સત્યાગ્રહના આંદોલનો ઝીલતો શ્યામ આગળ ધપે છે. તેના જીવનમાં અનેક ઝંઝાવાત આવે છે. પિતા સ્વર્ગસ્થ થાય

છે, ભાઈઓ તેને હડધૂત કરે છે અને તે પરણે છે. સુંદરી તેની પત્ની બને છે...અને કમળાની યાદ તો ઊંડે ઊંડે આવ્યા જ કરે છે.

પત્ની સ્નેહાળ છે, પતિના મનોરથો સમજવા પ્રયત્ન પણ કરે છે. ભાઈ તરફથી પ્રેમ ન મળતાં પૈતૃક સંપત્તિને અડક્યા વગર શ્યામ હૈદરાબાદમાં શિક્ષકનું કાર્ય સ્વીકારે છે. બન્નેનું જીવન એક ધાર્યું ચાલ્યું જાય છે—ત્યાં એકાએક કમળાનાં દર્શન થાય છે—વિધવાના વેશમાં—અને આ આકસ્મિક મિલન નાયકના મનમાં જૂની મીઠી સ્મૃતિઓ જાગૃત કરે છે.

આદર્શ પત્નીની જેમ સુંદરી કમળા તરફ સ્નેહથી જુએ છે, અને બન્નેની મૈત્રી વચ્ચે આવતી નથી.

પણ આ સુખ વધુ ટકતું નથી. વિધવાનું આમ ફરવું અને શ્યામને મળવું લોકોને સંબંધીઓને નણંદોને ગમતું નથી અને આ ટીકાઓ અને ત્રાસથી દુઃખિત કમળા હૈદરાબાદ છોડીને ચાલી જાય છે.

પણ શ્યામનું મન તો વલોવાય છે સુંદરી એકાએક માંદી પડે છે ને સખ્ત માંદગીમાં પટકાય છે. અનેક ઉપચારો કરવામાં આવે છે પણ......

"બહાર રાત—અંધારી રાત હતી. તારાઓનો પ્રકાશ વાદળોએ ઢાંકી દીધો હતો. વાદળાં એકબીજા સાથે અથડાઈ તુમુલ યુદ્ધ કરતાં હતાં, અને પ્રચંડ ગર્જના કરતાં હતાં...

સુંદરીનો શ્વાસ જોરથી ચાલતો હતો. હું તેના માથા ઉપર બરફ મૂકી રહ્યો હતો. મા મીઠે લહકે 'પોથી' વાંચતી

હતી...વાદળોનાં તોફાન શમવા લાગ્યાં હતાં...ચારે કોર સુમસામ હતું.

......વળી એચિંતું વરસાદનું ઝાપટું આવ્યું. સુંદરીનો શ્વાસ વળી જોરથી ચાલવા લાગ્યો. અમે તેના મોઢા સામું એકી ટશે જોઈ રહ્યા હતા. માએ પણ ફરીવાર 'પોથી' વાંચવી શરૂ કરી. દાક્તરનો હાથ તેની નાડ પર હતો...

પ્રભાત પોતાની પાંખ વિસ્તારતું હતું. વરસાદ બંધ થઈ ગયો હતો. તેની સાથે જ જાણે સુંદરીનો શ્વાસ...મેં બરફની કોથળી ફેંકી દીધી...ચોતરફ શાંતિ પ્રસરી રહી. સુંદરીનો આત્મા પણ શાંતિમાં વિલીન થઈ ગયો."

કેટલું અસરકારક દૃશ્ય! અને શ્યામના હૃદયમાં પણ બધું જ શાંત...શાંત...સુમસામ!

અને તે કરાંચી ચાલ્યો જાય છે. પિતા ગયા. પત્ની ગઈ. કોઈ ન રહ્યું. એકલવાયું જીવન!

અને પછી, જાણે પોતાની મનોવ્યથા ભુલવા તે બાળકો તરફ—પુષ્પો તરફ વળે છે. તેમનાં સ્નેહમાં, તેમની કાલી કાલી બોલીમાં તેને આશ્વાસન મળે છે અને જીવનમાં જીવવા જેવું લાગે છે.

અને લ્યો તેજ બાલમંદિરમાં ભેટો થાય છે—કમળાનો!

એક દિવસ બાળકો સાથે સૌ પર્યટણે જાય છે. ત્યાં બાળકો શ્યામને કહે છે "વાર્તા કહોને?"

અને શ્યામને એકાએક બાલ્યકાળમાં અધૂરી સાંભળેલી રાજારાણીની વાર્તા યાદ આવે છે...હા તે વાર્તા અધૂરી હતી

...અને તેના જીવનની વાર્તા યે શું અધૂરી ન હતી ? અને સ્યામ બાળકોને તે જ વારતા કહે છે.

વાર્તામાં રાજકુમાર બીજાની વિધવા પત્ની સાથે લગ્ન કરવાનો પ્રસ્તાવ મૂકે છે ત્યારે બાળકો પૂછી ઊઠે છે—

"વિધવાથી પરણાય ?"

અને આ શબ્દો સાંભળી કમળા એક દીર્ઘ નિઃશ્વાસ નાખે છે...શું ચાલતું હતું તેના મનમાં ? કેવો સુયોગ પેદા કર્યો લેખકે ? અને કેવી કળાથી ?

શ્યામ પણ નિઃશ્વાસ છોડે છે !

કદાચ વાર્તાનો અંત અહીં જ આણ્યો હોત તો શ્રેષ્ઠ થાત. પણ લેખક વાર્તાને આગળ ધપાવે છે. ૧૯૩૦ ના સત્યાગ્રહમાં ભાગ લેતાં શ્યામ પકડાય છે ને જેલમાં જાય છે. કમળા પણ પાછળથી તે જ જેલમાં આવે છે.

છુટકારાને દિવસે બન્ને એક બીજાને મળે છે ને સીધાં શ્યામની મા પાસે જઈ કહે છે:—

"માડી આશીર્વાદ દેને."

અને આમ 'આશીર્વાદ' પુસ્તકનું નામ સફળ બને છે.

ગુજરાતમાં આ નવલકથા આદરથી વંચાશે એમાં શંકાને સ્થાન નથી.

વાંસદા
તા. ૨૭-૫-૪૬

ઇન્દ્ર વસાવડા

## પ્રકરણ ૧ લું

સગડીની આસપાસ ટોળું વળીને અમે બાળકો બેઠાં તાપતાં હતાં. મા અમને વાતો કહેતી હતી.

"એક હતો રાજા અને એક હતી રાણી. પણ તેને એકે બાળક નહીં. ઘણાં એ ફાંફાં માર્યાં, સાધુ સંતોને બોલાવી તેમની સેવા પૂજા કરી, પૂછ્યું, પણ કંઈ વળ્યું નહીં. આમને આમ ઘણાં વર્ષો વહી ગયાં, પણ રાજાને ત્યાં બાળક ન જ અવતર્યું."

આવી અસલની વાતો આજે ક્યાંય સાંભળવામાં આવતી નથી. બાળકોને પણ આજકાલ ક્યાં આવી વાતો સાંભળવીયે ગમે છે? અને કદાચ માતાઓને પણ આવી વાર્તાઓ આવડતી નથી. તે દિવસોમાં, અમે કેવી હોંસથી આવી વાર્તા સાંભળવા ઉત્સુક રહેતા? કેટલી તત્પરતાથી એ સાંભળતા? કેટલી મઝા આવતી એ સાંભળવામાં?

ત્યારે માએ કહ્યું હતું, 'તેને કેમે કરીને પુત્ર અવતર્યો જ નહિ' ત્યારે મને રાજા ઉપર કેટલી દયા આવી હતી? મને વિચાર આવ્યો કે ભગવાનને બાળકાની અદલા બદલીમાં ખાસ વાંધો ન હોય તો અમે ત્રણ ભાઈઓ છીએ, હું ખુશીથી રાજાનો પુત્ર થાઉં. આમ રાજા ઉપર કેટલો ઉપકાર કર્યો હોત! તેને પુત્ર મળત અને મને રાજાના પુત્ર થવાનું માન મળત. રાજા કરતાં લાભ તો મને જ વધારે હતો, છતાં મને તો તે વખતે એમ જ લાગતું હતું કે રાજાના પુત્ર થવાનું કબૂલ કરી હું તેના ઉપર અહેસાન કરું છું.

હું તો માને કહેવાની તૈયારીમાં જ હતો......પણ ત્યાં વિચાર આવ્યો કે રાજા પુત્રની ઝંખનાથી આટલો દુઃખી થાય છે તો મારી પોતાની માતા મારા વિયોગથી કેટલી દુઃખી થશે? તે મને કેવી રીતે છોડી શકશે? ત્યાં તો વિચાર આવ્યો પણ રાજા હશે કયાં?

માએ આગળ ચલાવ્યું:

એક દિવસ રાજા જંગલમાં ગયો. થાકીને આંબાના ઝાડ નીચે વિસામો લેવા બેઠો. રાત પડીને ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પણ ઊંઘ આવે જ નહીં. અધરાતે એક સાધુ ત્યાં આવી ચઢ્યો. રાજાએ સાધુને આજીજી કરી કહ્યું, 'મહારાજ! મારા ઉપર કૃપા કરો. પુત્ર થાય તેવું વરદાન આપો.' સાધુને દયા આવી. તેણે ઝાડ ઉપરથી એક કેરી તોડીને આપી અને કહ્યું, 'આ ફળ તારી રાણીને ખવડાવજે. એથી તને ચોક્કસ પુત્ર જન્મશે.'

મારાથી એક ઊંડો નિઃશ્વાસ નખાઈ ગયો. પણ પછી વિચાર આવ્યો, સારું હવે રાજાને પુત્ર થશે. બિચારાની આશા ફળી. હું તો તે દિવસોમાં એમ માનતો હતો કે ફળ ખાવાથી રાણીને અવશ્ય પુત્ર જન્મશે. પણ આજકાલનાં બાળકો તો એવાં શાણાં થઈ ગયાં છે કે આવી વાત સાંભળીને તો હસી પડે.

"રાજાનો કુંવર રાતે ન વધે એટલો દિવસે વધે અને દિવસે ન વધે એટલો રાતે વધે. એમ કરતાં કરતાં તે મોટો થયો. એક દિવસ કુંવર શિકાર કરવા નીકળ્યો. તેણે તો એક હરણ પાછળ ઘોડો મારી મૂક્યો. પણ હરણ ક્યાં પકડાય એવું હતું ? તે તો એટલું જોરથી દોડ્યું કે રાજકુંવર પાછળ રહી ગયો અને બિચારો ભૂખ અને તરસથી આકુળ વ્યાકુળ થઈ ગયો."

આજકાલ માતાઓ આવી વાર્તાઓ નકામી સમજી બાળકોને કહેતી નથી. કહેશે કે "રાણીને પુત્ર જન્મ્યો અને પછી તે શિકાર કરવા ગયો" અને બાળકો કહે "છિઃ આવું તે હોય ?"

પણ હું તો વાર્તા સાંભળી બહુ જ રાજી થતો. લે, હવે તો રાજકુમાર શિકાર કરવા પણ જતો. મને પણ એક વિચિત્ર તરવરાટનો અનુભવ થતો હતો. જાણે હું પણ ઘોડા ઉપર બેસી, હાથમાં તીરકામઠું લઈ શિકાર કરવા નીકળ્યો હોઉં અને હરણ પાછળ પૂરપાટ ઘોડો દોડાવતો હોઉં !

પણ તે મીઠાં સ્વપ્નાં આજે તો ક્યાંય દેખાતાં નથી.

આજે જ્યારે રેલવે અને મોટર ગાડીઓ દોડતી દેખાય છે ત્યારે ઘોડેસવારીની તો વાત જ શી કરવી ? તોપ અને બંદૂકના આ જમાનામાં ધનુષ્ય બાણુની વાત જ કોણ કરે ? આજે જ્યારે હોડીથી સિંહ અને ચિત્તાનો શિકાર પણ સહેલાઈથી કરી શકાય છે ત્યારે હરણ પાછળ એકલા જ પડવું કોને ગમે ?

"રાજકુમાર થાકીને લોથપોથ થઈ ગયા. દૂર દૂર એક ઝૂંપડીમાંથી અજવાળું આવતું દેખાયું. તેને ધીરજ આવી."

સાચું કહું તો, જ્યારે માએ આ કહ્યું ત્યારે મારા જીવમાં જીવ આવ્યો. બિચારો કુંવર ! ક્યાં ભટકતો ફરત નહીં તો ! બિચારાને આખરે આશરો મળશે.

"તે ઝૂંપડીમાં ગયા. ત્યાં આદર સત્કારથી તેને ખાવાનું મળ્યું. પીવાનું મળ્યું. પણ રાજકુંવરની દૃષ્ટિ તો ચોંટી હતી પેલી બાળા ઉપર ! કેટલી સુંદર અને સુશીલ લાગતી હતી તે !"

મને થયું, હું પણ એવી જ સુંદર સુશીલ છોકરી ગોતીશ. "કુમારના આનંદનો તો પાર જ નહીં." મને થયું, પ્રયત્ન કરું તો હું પણ અવશ્ય આવી સુંદર છોકરી ગોતી કાઢું ખરો ! પણ તમને થશે, લે આવા નાના છોકરાને પણ આવા વિચારો આવતાં હશે કે ? પણ સાચું કહું છું મને તો તે વખતે આવું જ મન થયેલું. કાન સરવા કરી હું આગળ વાર્તા સાંભળવા લાગ્યો. એટલામાં તો કોઈ કમાડ ખખડાવતું હોય તેવો અવાજ આવ્યો. અમે બાળકો ચોંકી પડ્યાં. મા પણ હેબતાઈ ગઈ. અગિયાર વાગ્યા હતા. રાતના આવે ટાણે આ કોણ હશે ?

માએ મારા મોટાભાઈ રામને કહ્યું, "રામ ! પૂછ તો કોણ છે?"

બહારથી અવાજ આવ્યો, "મહેરબાની કરી કમાડ ઉઘાડશો કે?"

રામે કહ્યું "બાપા ઘરમાં નથી."

બાપા સાહેબ સાથે સરકીટમાં ગયા હતા.

બહારથી કોઈ સ્ત્રીનો ઝીણો અવાજ આવ્યો, "ભાઈ! બહાર સખત ટાઢ પડે છે. છોકરાં ટાઢથી ધ્રૂજે છે, બારણું જરા ઉઘાડશો ?"

માએ પૂછ્યું "બહેન, પણ કહો તો ખરાં તમે કોણ છો?"

બહારથી જવાબ આવ્યો, "મા ! બારણું ઉઘાડો તો કહું ને ફિકર કરો માં. મોટો ઉપકાર થશે તમારો બહેન !"

મેં ઊભા થઈ બારીમાંથી ડોકિયું કર્યું. સારાં કપડાં પહેરેલાં માણસો હતાં તેતો. વાત એમ હતી કે અમને શંકા ઉપજી હતી કે કોઈ ચોર ડાકુ તો નહીં હોય? એ વિચાર આવતાં જ હું તો સામનો કરવા તૈયાર થઈ ગયો હતો, કારણ કે હમણાં સામનો ન કરી શકું તો કુંવરની જેમ આગળ ઉપર શું કરી શકવાનો હતો ! માએ અમને રાજાઓ અને લડવૈયાઓનાં પરાક્રમની અનેક વાતો કરી હતી, એટલે મેં નક્કી કર્યું હતું કે હું મોટો થઈશ ત્યારે વીરતા દાખવીશ. પણ મનમાં તો બીક લાગતી હતી. મને

મારા ઉપર તિરસ્કાર આવતો હતો—પાછી પાની કેમ કરું છું હું? ગભરાઉં છું કેમ? એટલે મા પાસે જઈને મેં કહ્યું.

"મા આ તો કોઈ સારા ઘરનાં માણસો લાગે છે. ચાલને આપણે બન્ને જઈને બારણાં ઉઘાડીએ. ખબર તો પડે કોણ છે તે."

અમારી વ્હાલી મા ગજબ બહાદુર છે. મને યાદ છે એક વાર તે રસોડામાં રાંધતી હતી. ત્યાં ઓચિંતો સાડીનો છેડો સળગ્યો અને ભડકો થયો. પણ તે ડરી નહીં. ભડકો ઝપાટામાં ખેંચી કાઢયો, પણ તે પહેલાં તો ભડકો પાનીથી માથા સુધી પહોંચી ગયો હતો. તેણે તો પાણીનો ઘડો માથા ઉપર રેડી નાખ્યો. એમ ન સમજશો કે એમાં શું? આવા કામમાં સમયસૂચકતાની ઘણી જ આવશ્યકતા હોય છે. મારી મામાં તે છે. હા. આવા આવા તો અનેક દાખલા આપી શકું. પણ ચાલો કંઈ નહીં.

માને ઈશ્વરમાં પણ અગાધ શ્રદ્ધા છે. ઈશ્વરનું નામ લઈ તેણે અરધું બારણું ખોલ્યું. બહાર ઊભેલી બાઈ અંદર આવી તરત જ બોલી.

"બહેન! અમારી બદલી આ શહેરમાં થઈ છે. અમે લખેલું સ્ટેશને આવવાને, પણ કોણ જાણે કેમ કોઈ સામે આવ્યું નહીં. કલાકેકથી આમ તેમ અથડાઈએ છીએ પણ ઓળખીતાનું ઘર મળતું નથી. તમારા ઘરમાં બત્તીનો પ્રકાશ

જોઈ વિનંતિ કરવાનું મન થયું. જો રાત રહેવા દો તો અમારા ઉપર મોટી મહેરબાની થશે."

માનું મન મોટું છે. તેણે કહ્યું "ભલે આવ્યાં બહેન! બોલાવી લ્યો બધાંને અંદર. અમારી આ નાની સૂની ઝૂંપડી તમારી જ છે ને! તમે અમારા માથા ઉપર. અમારાથી બનતી સેવા કરશું."

આમ તો અમે વહેલા જ સૂઈ જતા. પણ આજે બાપા ઘેર ન હતા અને મા અમને વાર્તા કહેતી હતી. એક નહીં, બે નહીં, પણ ત્રણ વાર્તા અમે કરાવી હતી કે જેથી અમને ત્રણે ભાઈઓને એક એક વાર્તા થાય. મેં કહ્યું "સારું થયું કે મોડું થયું. આ લોકોને કામ તો આવ્યા."

પણ રામને હજી શંકા હતી. તે માના કાનમાં ગુસપુસ કરવા લાગ્યો. માએ કહ્યું.

"ના ના! એવો વિચાર કરાય! ભગવાન ઉપર ભરોસો રાખ."

અંદર આવી, સ્વસ્થ થઈ, પોતાના પતિ સાથે વાત કરતાં કરતાં નવાં આવેલાં બાઈ પથારી કરવા મંડયાં. બા રસોડામાં જઈ ચા કરવા લાગી. અમે ભાઈઓ નવાં આવેલાં બાળકો સાથે પાંચ મિનિટમાં એવાં તો હળીમળી ગયાં કે જાણે જન્મથી જ ન ઓળખતા હોઈએ? જાણે ઘણા વખતથી છૂટા પડેલા અકસ્માત્ પાછા ન મળ્યા હોઈએ તેમ અલક મલકની વાતો કરવા લાગ્યા.

અમને વિચાર આવ્યો, ચાલો એક બીજાને પોત-પોતાનાં રમકડાં બતાવીએ. ત્યાં અમારી માએ અમને અને તેમની માએ તેમને સલાહ આપી કે અત્યારે નહીં. કાલે વાત. બહુ મોડું થઈ ગયું છે. કાલે સવારે રમજો હં.

અમે પણ એક બીજાને દિલાસો આપતાં કહ્યું "હા. બહુ મોડું થઈ ગયું છે. અત્યારે સૂઈ જશું, અને કાલે સવારે રમકડાં કાઢીને રમશું."

ચા આવી અને સૌ પીવાં મંડયાં. કમળા કહે કે હું પીશ તો જ તે પીશે નહીં તો નહીં. બધાંએ આગ્રહ કર્યો કે પીઓ પણ મને શરમ આવતી હતી; વળી વિચાર આવતો હતો કે મહેમાનોએ તો પીધો નથી, તેમના પહેલાં હું કેમ પીઉં ? પણ જ્યારે કમળાની માએ મારી બાને કહ્યું ત્યારે બા બોલી 'પી વાંધો નહીં' ત્યારે મારે લાચારીથી કમળા સાથે જ ચા પીવી પડી.

પણ ખરૂં કહું ! તે વખતે તો મને એમ જ લાગ્યું કે બા વાળી વાર્તાના રાજકુમારની જેમ મને પણ એક સુંદર સુશીલ કન્યા મળી ગઈ છે. કમળા ઉમરમાં મારા જેટલી જ હશે. કેટલી સુંદર અને સુશીલ લાગતી હતી તે !

આ ધમાલમાં, અત્યાર સુધી, અમે માની વાર્તા વિશે તો ભૂલી જ ગયા હતા. હું તો ચોક્કસ ભૂલી ગયો હતો જ. હમણાં અચાનક જ યાદ આવી; મારું મન તલપાપડ થવા

લાગ્યું. પછી, પછી રાજકુમારનું અને પેલી છોકરીનું શું થયું હશે?

પણ આવે ટાણે બાને આ વિષે ત્રાસ આપવો ગેર-વ્યાજબી હતું.

અમે બધા પોતપોતાની પથારીમાં જઈને પડયા. અમે ત્રણ ભાઈઓ બા સાથે એક ઓરડામાં અને પેલા બધા અમારા મહેમાનો બીજા ઓરડામાં.

કમળા પણ તે લોકો સાથે જઈને સૂતી.

# પ્રકરણ ૨ જું

કમળાના બાપાએ અમારા જ પાડોશમાં ઘર ભાડે રાખ્યું. અમે તેમને ઘેર રમવા જતાં, અને તેઓ પણ અમારે ત્યાં વારા ફરતી રમવા આવતાં. રમતમાં કંઈ નવું કે નિરાળું ન હતું. પણ કોણ જાણે કેમ દરેક રમતમાં હું અને કમળા એક બીજાનાં જોડીદાર થતાં.

સંતાકુકડીની રમત રમતાં હોઈએ અને રામ માથામાં ટપલી મારીને પૂછે, ધામ ક્યાં સંતાયો છે? ત્યારે હું રિસાઈ જતો. ધામ તે મારા નાના ભાઈ ધરમનું ટૂંકું નામ રાખ્યું હતું કે જેથી અમારાં ત્રણે ભાઈઓનાં નામ પ્રાસમાં બોલી શકાય—રામ, શ્યામ, અને ધામ. હું કહેતો, "એ ય! આ શું? આપણે ત્રણે ભાઈઓ અંદર અંદર જ રમ્યા કરશું તો તેઓ શું કહેશે?"

આ કહેવાનો મારો શો આશય હતો તે તો તમે મારા કહ્યા વગર જ સમજી ગયા હશો.

છતાં રામ પોતાના ખોળામાં મારું માથું ચાંપી, ટપલી મારી, મારી આંખ ખોલી કહેતો "બોલ જામ ક્યાં સંતાયો છે?"

ત્યારે હું કહેતો "જાઓ નથી રમતા અમે."

ત્યારે રામ ખોળામાં માથું લીધા વગર જ એકદમ પૂછતો, "ઠીક તો બોલ—ઝામ ક્યાં છે!" હું ધારતો કે કદાચ એ પણ મનમાં કહેતો હશે કે હું સાફ સાફ કહેતો નથી પણ ખોટી રીતે રમત બગાડું છું.

ઝામ અમે કહેતા કમળાના નાનાભાઈ ઝામનને. ગમે તેમ કરીને ચાર નામ તો પ્રાસમાં ગોઠવાયાં. પણ કમળાનું નામ કેમ ગોઠવીએ એ વિચાર થઈ પડ્યો. છેવટે કમળાનું નામ રાખ્યું કામ. હવે પાંચે નામનો મેળ થઈ ગયો. રામ, શ્યામ, ધામ, ઝામ અને કામ.

અને અમે આ બધાં નામો તાલબદ્ધ બોલતા, ગાતા, નાચતા, કૂદતા અને ઘૂમરી ખાતા.

આ બધી વાતો કહેતાં આજે તો શરમ લાગે છે. બીજાનું તો ઠીક પણ પેલી સુંદર સુશીલ છોકરી કમળાનું નામ 'કામ' લેતાં તો કેવી વિચિત્ર લાગણી અનુભવીએ છીએ? પણ અમે તો તેનાથી, તેના નામથી ટેવાયલા હતા અને તે વખતે તેને એ નામથી બોલાવતાં અમને જરાય વિચિત્ર કે નવું લાગતું ન હતું. અને તેને પણ આ નામની સૂગ ન હતી. પણ બાલ્યકાળની નિર્દોષતામાંથી નીકળી જ્યારે મોટા થઈએ છીએ અને આપણાં પરાયાં એમ ભેદ સમજવા

લાગીએ છીએ અથવા એ ભેદ સમજતા હોઈએ તેમ માની લઈએ છીએ ત્યારે જ આ બધું વિચિત્ર લાગે છે.

ઘણાં ય ફાંફાં માર્યાં, છતાં પણ જ્યારે 'કામ' જડતી નહીં ત્યારે તે પોતે જ એકાએક 'શ્યામ' બૂમ પાડી પાછી ક્યાંક સંતાઈ જતી. પણ તેના અવાજના રણકાર ઉપરથી જ તેની સંતાવાની જગ્યા ગોતવી સહેલી થઈ પડતી.

એને પકડી પાડ્યા પછી ઞામન અને ધામન પોતાની સંતાવાની જગ્યામાંથી, એક બીજાના ખભા ઉપર હાથ મૂકી બહાર આવતા અને કાનમાં ન જાણે શું ગુસપુસ કર્યા કરતા. હું ધારતો કે તેઓ અવશ્ય કહેતા હશે કે શ્યામ અને કમળા બન્ને સાથેસાથ રમતાં નથી. વળી કોઈ વાર જો તેઓ કહેતા કે 'આજે પહેલો દાવ અમારો' ત્યારે જોઈ લો મારો રંગ. હું ક્રોધથી લાલચોળ થઈ જતો અને બૂમ બરાડા પાડવા મંડતો.

"સમજો છો શું તમે તમારા મનમાં ? તમે જ હરિશ્ચંદ્રના અવતાર છો કેમ ?"

કમળા જો કે સમજતી કે ખરો વાંક તો અમારો જ હતો, છતાં તે પક્ષ તો મારો જ લેતી. એમ ન સમજશો કે માત્ર રમવામાં જ તે મારો પક્ષ તાણતી. ના, ના, દરેક વખતે, દરેક બાબતમાં તે મારી વાતને જ ટેકો આપતી— મારે પડખે ઊભી રહેતી. અને તેજ પ્રમાણે હું પણ દરેક બાબતમાં તેની જ બાજુ લેતો. તે દિવસોમાં આમ થવાનું કંઈ ખાસ કારણ ન પણ હોય, અને આજે પણ કંઈ ખાસ

કારણ મને દેખાતું નથી, છતાં એવું બને જ છે કે કોઈ પણ બે જીવ જ્યારે એક બીજાને ચાહતાં હોય છે, ત્યારે ઘણું ખરું દરેક બાબતમાં, એક બીજાનો પક્ષ લઈ, એક બીજાની વાતને પુષ્ટિ આપે છે. તે માટે તો તમે તમારા હૃદય ઉપર હાથ મૂકીને તેને જ પૂછી જુઓને.

એક દિવસ માએ મને કંઈ કામ સર બહાર મોકલ્યો હતો. પાસેથી કંઈ ખાવાનું આવ્યું હશે. માએ તે બધાં બાળકોને વહેંચી આપ્યું અને મારો ભાગ અલગ રાખી મૂક્યો. જ્યારે બધાં બાળકો પોતપોતાનો ભાગ ખાઈ ગયાં ત્યારે તેઓની નજર મારા ભાગ ઉપર પડી, પણ તેના ઉપર હાથ લગાવવાની કોઈની હિંમત ચાલી નહીં. એટલે કમળાને રીઝવી તેઓએ તેને પોતાના તરફ ભોળવી લીધી. કમળાએ માને કહ્યું 'બા, શ્યામનો ભાગ મને આપોને, હું રાખી મૂકીશ' અને પછી તેઓએ મારા ભાગનો નિકાલ આણ્યો.

જ્યારે બજારમાંથી હું ઘેર આવ્યો ત્યારે આ વાતની જાણ થતાં મારા હૃદયને કેટલો આઘાત થયો હશે તે તમે સમજો છો? બીજા ગમે તે કરે પણ જેને આપણે આપણા જ ગણતા હોઈએ તેજ છોડીને બીજા સાથે ભળી જાય ત્યારે કાળજામાં કેવો ઘા પડે? દિલમાં કેવો ચીરો પડે? તે દિવસે મને સખત આઘાત થયો. 'કામ' પણ તે લોકો સાથે ભળી ગઈ શું?

આજ દિન સુધી તે મારી કેટલી કાળજી રાખતી હતી? ક્યાંકથી પણ ખાવાનું મળ્યું હોય તો તે મારો ભાગ

અવશ્ય અલગ રાખી મૂકતી. એક દિવસ તો પિપરમીટથી પોતાનું ખિસ્સું ભરી લાવી. પછી કહે ' નિશાળમાંથી લીધી. પણ એકલી કેમ ખાઉ? ચાલ, આપણે બન્ને મળીને ખાશું.' તેમાંથી મોટો ભાગ મને આપ્યો અને પોતે થોડોક લીધો.

પણ આજે આ બનાવે મારા મનમાં શંકા જાગી. તે કદાચ તે લોકોમાં ભળેલી હતી. આજ સુધી જે જે તેણે કર્યું હતું જાણે તે બધું જ એક ક્ષણમાં ધૂળમાં મળી ગયું. આતો હસવામાં ખસવું થઈ ગયું. મેં તેને સખત ઝાટકી. અને તેમાં મેં શું ખોટું કર્યું? એમ કરવાનો મને અધિકાર ન હતો?

ત્યાર પછી અમે પહેલાંની જેમ રમતા, ખાવાનું ય વહેંચી લેતા. પણ જ્યારે જ્યારે હું કમળાને ઝામન અને ધામન સાથે જોતો ત્યારે ત્યારે મને એમ જ લાગતું કે તે મારીજ ખણખોદ કરતા હશે. મને ચીડવવા નવા નવા રસ્તા શોધી રહ્યા હશે. એમ કદાચ ન પણ હોય. આમ હું રજનું ગજ કરતો. મનુષ્ય પોતાની ખોટી કલ્પનાથી તદ્દન નકામી વાતોને મોટું સ્વરૂપ આપી પોતાના દિલને નાહકનું દુખના દરિયામાં ડહોળી નાખે છે.

મારું મોં મરડાયેલું જોઈ કમળા પણ બેચેની અનુભવતી. કોઈ કહે કે ન કહે, તેના મોઢા ઉપરથી તો મને એમ અવશ્ય લાગતું. મને મનાવવા તેણે અનેક ઉપાયો અજમાવ્યા. પણ તેના આ પ્રયત્નમાં પણ હું શુભનિષ્ઠાને બદલે ઊંધું જ જોતો.

એ લોકોને પૂરો પડવા પણ હું પ્રયત્ન ન કરતો કારણ કે તેથી રમતગમતમાં ભંગ પડત. ચાર સામે હું એકલો પૂરો ન પણ પડું એ બીક પણ કદાચ મારા મનમાં બીક હોય. એ ગમે તે હોય પણ એતો ચોખ્ખું હતું કે રમત-માંથી હવે મઝા ગઈ હતી. અને તેથી ઢોરની જેમ, વેઠ કરતો હોઉં તેમ હું મારાં પ્રત્યેક કાર્ય કરતો. એ લોકોની સોબતથી પણ દૂર રહેવા હું પ્રયત્ન કરતો. પણ બીજા બાળકો મારા આ અન્તર્દ્વન્દ્વથી પરિચિત નહતાં તેથી તે લોકોને નવું લાગતું નહીં. ફેરફાર માત્ર મારામાં જ હતો અને તેની જાણ પણ હું ધારું છું માત્ર મને જ હતી. મારી નાનામાં નાની વાત પણ હું દોડી જઈને એને કહેતો પણ આ મનની મૂંઝવણ મેં તેને પણ કરી નહીં. કેમ કરું?

એક દિવસ નહાવા માટે ગરમ પાણી મેં મા પાસે માગ્યું. કામ (કમલા) પણ આજ વખતે ઘરમાં આવી ચઢી. મા તો તેને ઘરના બાળકની જેમ જ ગણતી તેથી તેણે કહ્યું, દીકરી! જા તો શ્યામને આ ગરમ પાણીમાં ઠંડુ રેડી –કસ નું કરીને આપ તો!

કમળાએ આ કામ હોંશથી ઉપાડી લીધુ. પણ એણે કર્યુ શું? પાણી રેડતાં રેડતાં ગરમ પાણીના લોટામાંથી મારા ખુલ્લા શરીર ઉપર છાલક મારી.

માગથી બૂમ પડાઈ ગઈ:—

"બા! ઓ બા! આ તારી દીકરી જોને."

જ્યારે બા પાસે આવીને પૂછવા લાગી, "શું થયું રે ?"

ત્યારે 'કામે' નાક ઉપર આંગળી રાખી એવી તો મારા તરફ આંખ કરી કે માત્ર હું આટલું બોલી શક્યો 'બા... એ તો...એ તો ખાવાનું તૈયાર છે કે નહીં ? છે ને તે હું નહાઈ લઉં. પછી હું ને કમળા બન્ને સાથે ખાશું.'

મા ગઈ કે તરત કમળા તરફ એવી રીતે જોયું જાણે કહેવા ન માગતો હોઉં: "પગ પૂજ મારા કે તને બચાવી."

પણ ઉપકાર માનવાને બદલે તેણે તો ઠંડા પાણીનો લોટો મારા ઉપર રેડી દીધો અને દાઝ્યા ઉપર ડામ દેતી હોય તેમ બોલી.

"લો, હવે તો પાણી હુંફાળું થયું ને."

હવે તપીને લાલ થઈ હું બોલ્યો, "નહાઈ લેવા દે મને પછી વાત છે તારી."

મારી પાસે હવે ગરમ કે ઠંડું પાણી ન હતું પણ જે પાણી તેણે મારે માટે તૈયાર કર્યું હતું તેમાંથી થોડું પાણી છાંટવાને મેં હાથ લાંબો કર્યો. પણ એટલામાં તો તે છટકીને ભાગી ગઈ.

રોતો રોતો હું મા પાસે 'કામ'ની ફરિયાદ કરવા ગયો. પણ બા વળી પાછાં કેવાં ! કોણ જાણે કેમ પણ બા કમળાને ખૂબ ચાહતી હતી. કોઈ કોઈ વાર તો તે માટે મને તેની અદેખાઈ પણ આવતી. અને તેથી જ કમળાને ઠપકો મળે તેવો અવસર હું ગોતતો પણ ખરો. આખરે એ મોકો મળ્યો પણ ખરો, અને તેનો લાભ લઈશ એમ મનમાં પણ

નક્કી કર્યું. પણ અહીં તો માએ સાંભળ્યું ન સાંભળ્યા જેવું કર્યું.

થાળી પીરસી મને આપતાં કહ્યું "લો જોઉં તું અને કમળા બન્ને ભેગાં બેસીને ખાઈ લો."

જ્યારે 'કામ' અને હું બન્ને ભેગાં જમવા બેઠાં ત્યારે ઓરડામાં કોઈ હતું નહીં. તે જ વખતે અમારાં બન્નેનાં મન ખૂબ ભરાઈ આવ્યાં. અમે અમારાં હૃદય એક બીજાને ખોલીને બતાવી શક્યાં હોત પણ બન્નેમાંથી કોઈએ એક શબ્દ પણ મોઢામાંથી કાઢ્યો નહીં.

જમીને ઊઠયાં પણ ઓસરીના ઊમરા ઉપર આવીને અમારા પગ ચોંટી ગયા. હાથમાં હાથ રાખી ત્યાં જ બેસી ગયાં.

હું માત્ર આટલું જ બોલ્યોઃ—

"શા માટે રિસાઈ છે તું?"

તે એટલું જ બોલી "કંઈપણ વાંક વગર શા માટે ખીજાઈ ગયા છો મારાથી?"

અને પછી અમે બન્ને રડી પડયાં એ જ વખતે ચઢેલે મોઢે અમે એક બીજા સામું જોયું. બન્નેના મોઢા ઉપર ફેરફાર થયો. હોઠ ઉપર આછું સ્મિત ફરકયું. એક જ પળમાં બધું ભૂલાઈ ગયું. ફરી અમે એક મેક થઈ ગયાં અને આજે અમને ઊમરા ઉપરથી પણ ઊઠવાનું યાદ આવતું નહોતું. ઊઠવાનો વિચાર સરખો ય નહોતો આવતો ત્યાં તો 'કામ'નો ભાઈ ઝામન તેને બોલાવવા આવ્યો અને તેને ઘેર જવું પડ્યું.

આવી રીતે અમારી બાલ્યાવસ્થા ખૂબ મઝામાં, આનંદમાં, રીસામણાં મનામણાંમાં, લઢતાં વઢતાં, રોતાં હસતાં ગુજરી. એ દિવસો કેવા મીઠા અને ખુશખુશાલ હતા? એ દિવસોની યાદ મારે રોમરોમમાં આનંદ ને મસ્તી પ્રગટાવે છે. મારી નસેનસમાં અજબ ચેતન પ્રગટાવે છે. અને મારો આત્મા સુખ સમાધિમાં તદાકાર થઈ જાય છે. એવું મન થાય છે અને હું માનું છું ઘણુંખરું તમને સહુને પણ એવું કોઈ વાર મન થતું હશે કે બાલ્યાવસ્થાની એ સુકુમાર નિર્દોષતા એક વાર ફરી મળે તો કેવું સારું? જે વીતી ગયું છે તેની ખરી કદર કેટલી મોડી થાય છે? પણ ભૂતકાળ એમ થોડો જ વર્તમાનમાં પણ હોય છે?

# પ્રકરણ ૩ જું

બધું જ વાતાવરણ જાણે ફરી ગયું હતું ! લાડથી હું માના ખોળામાં આળોટવા જતો કે તેને પ્રેમથી બચી ભરવા જતો કે તરત મા મને દૂર કરી દેતી અને કહેતી " હં આવડો મોટો થયો તો યે અક્કલ ન આવી તને તો."

માની ઓળખીતી અથવા અન્ય કોઈ સ્ત્રી ઘેર આવી હોય અને હું તેમની વચ્ચે બેઠો હોઉં તો તેઓ અંદર અંદર ગુસપુસ કરવા માડે "ઓ બાઈ ! આ છોકરો તો જુઓ. બૈરાંઓની વચમાં બેસતાં ય શરમાતો નથી તે."

વળી દિવાનખાનામાં, કોઈ વાર બાપાને મળવા આવેલા મોટેરાઓ વચ્ચે, ગંભીર મુખ કરી, દાઢી ઉપર હાથ ટેકવી બેઠો હોઉં તો બધા જ મારા સામે મોઢું બગાડીને જોવા લાગે. તો હવે જાઉં ક્યાં ? અને બેસું ક્યાં ?

એક દિવસ રામને થોડો દારૂ આપવામાં આવ્યો અને

તે ઘુંટડે ઘુંટડે બધો પી ગયો. તે વખતે મારાથી મહેફિલ વચ્ચે જોરથી કહેવાઈ ગયું: —

"રામ ! તું કહેતો હતો કે દારૂ ન પીવાય અને તું પોતે કેમ પી ગયો ?"

આ ઉપરથી મને ત્રણ સખત ઠપકા મળ્યા.

એક એ કે 'રામ' એમ કેમ બોલ્યો ? 'દાદા' કહીને બોલાવવું જોઈતું હતું.

બીજું 'તું' ને બદલે 'તમે' કહેવું જોઈએ. ત્રીજું મોટાભાઈને બેઅદબીથી 'ટોકવા' એ મારે માટે અયોગ્ય હતું.

આગળ તો હું કોઈવાર આમ બોલતો તો બધા જ હસી પડતા, અને ખુશી થઈ કહેતા—વાહ શ્યામ કેવો શાણો છે !

અને આજે આ ઓચિન્તો ઠપકો સાંભળી મારી તો અક્કલ જ બહેર મારી ગઈ. મારું મોઢું પડી ગયું. જાણે મહાન મુસીબતમાં આવી પડ્યો ન હોઉં !

હવે તો મા કે બાપા ગમ્મત માટે લોકો સમક્ષ, પહેલાંની જેમ, કાલું કાલું બોલવાનું પણ કહેતા નહતા. જે દિવસોમાં, હું આનાકાની કરતો તોયે મારી પાસે પરાણે ગીતો ગવડાવવામાં આવતાં, બીજું કંઈ ન આવડતું તો છેવટે *'वाहळे तारा गोणतारा' કે એવું કંઈક પણ ગવડાવતા, પણ હવે, જ્યારે હું પોતે, મારી મેળે, કંઈ પણ લલકારતો,

*"વાહરે તારા ! ગોળ તારા."

કે મારી હોશિયારી બતાવવા ઈતેજારીથી તરસતો, ત્યારે બધા જ મને 'એ શું કરે છે ?' કહી દબડાવતું. મને કોઈ ઉત્તેજન આપતું જ નહીં કે મારા હૃદયનો ઉમળકો હું બતાવી શકું.

તેઓના મારા પ્રત્યેના વર્તનમાં કંઈ ફેરફાર થયો હતો કે મારામાં જ કંઈ ફેરફાર થયો હતો એ તો રામજી જાણે.

વખત જતાં હું આ વર્તનથી ટેવાઈ જવા લાગ્યો પણ એક વાત હજી મારી સમજમાં આવતી ન હતી તે એ કે કમળા હવે મારી સાથે રમતાં કે બોલતાં શા માટે અચકાતી હશે ? ઝામન અને ધામનની દોસ્તી તેવી જ ગાઢ હતી અને રામ—અરે ભૂલ્યો દાદાને એમના પોતાના મિત્રો હતા જ. માત્ર કમળા જ જાણે કેમ પહેલાંનો જેમ વર્તતાં પોતાની જાતને રોકતી હોય એમ લાગતું હતું. તેની સાથે વાતો કરવાની મેં ઘણી કોશિશ કરી પણ હું નિષ્ફળ નીવડ્યો. મને લાગ્યું: જાણે કોઈ મારું હૃદય કોતરી ખાય છે.

થોડા વખત પછી તો કમળા અને તેનું કુટુંબ લાર-ખાના છોડી પોતાને ગામડે સિધ્યા ગયાં. ઘડીક તો હું રાજી થયો કે ચાલો આખરે ધામનો દોસ્ત પણ હવે તેને નહીં મળે. પણ મને જે ખોટ પડી, એ જ્યારે યાદ આવ્યું ત્યારે મને મારા આ ક્ષણિક આનંદ માટે પસ્તાવો થયો. તેથી આજે ધામનને સાથ આપવા, મારી સાથે તેને ફરવા લઈ જવા મેં નિશ્ચય કર્યો. અમથા તો બહાર જવા માટે મને

રજા ન મળતી, કારણ કે દાદા બાપુને કહેતા—શ્યામને બહુ ભટકવા ન દેવો નહીં તો રખડુ થઈ જશે, અને ખરાબ સોબતમાં પડી એની નાની ઉંમરમાં એના ઉપર બરોબર નજર રાખવી જોઈએ. પણ આજે જ્યારે અમે બન્ને ભાઈઓ સાથે જ બાપા પાસે રજા માગવા ગયા ત્યારે રજા મળવામાં હરકત ન આવી.

રસ્તામાં મેં વામનને કહ્યું 'ભાઈ તારે તો તારા બીજા સોબતીઓ છે, પણ મને તો બહુ જ સૂનું સૂનું લાગે છે.'

પહેલાં અજવાળી રાતે, આપણે શેરીમાં કેવા રમતા ? 'તડકો છાંયો' કે ? અંધારી રાતે 'લેટ કબુતર'ની રમત કેવી મઝા દેતી ! પણ હવે તો 'ચણ ચણ બગલી' કે 'હેલ છલાણું' રમતાં એવું લાગે છે જાણે કંઈ ગુનો ન કરતા હોઈએ ? તમે 'ઢમ ધમ ધમાલ ગોટો' હજુ રમો છો કે બંધ કરી દીધું ? મને તમારી સાથે નહીં રમાડો ? પણ હેં, ઝામન અને કમળા ગામડે કેમ ગયાં છે ?'

વામનનું મન આ વાતમાં નહતું. કદાચ તે વિચારમાં પડ્યો હશે કે આવડો મોટો હું તેમની રમતોની વાતમાં શા માટે પડું છું ? તે વિચારતો હશે 'વાહ શ્યામ ! જો તને અમારી સાથે રમાડીએ તો અમારો દાવ જ ન આવેને.'

અને એક રીતે એ વાત ખરી હતી. પણ મારી એકલતાનું જો તેને ભાન હોત તો તેને મારે માટે ખૂબ લાગી આવ્યું હોત—પણ તેણે તો આ સંજોગોમાં એજ જવાબ આપ્યો. બીજો શો જવાબ આપે ?

પણ મને એક વાત કહેવા દો. મારો નાનો ભાઈ મારી સાથે તુંકારે જ વાત કરતો હતો, અને હજી પણ મને 'તમે' નથી કહેતો, છતાં મને કોઈ દિવસ ખોટું લાગ્યું નથી કે મેં વાંધો લીધો નથી. હજી પણ તે મને 'સ્યામજ' કહે છે.

'સ્યામદાસ' કહીને કોઈ મને બોલાવે તેનો મને પોતાને જરાયે મોહ નથી. માત્ર એટલું જ કહેવા માગું છું કે તે મને 'દાદા' કહીને બોલાવતો નહીં. એમ પણ હોય કે સૌથી નાનો હોવાને અંગે તે વધારે લાડમાં ઊછર્યો હતો અને તેથી તે વધારે માનીતો હતો, અને તેથી જ તેના ઉપર વડીલોની એટલી ચોકસાઈ નહતી જેટલી શિષ્ટાચાર શાખવવાની ચોકસાઈ કે સખતાઈ મારા ઉપર હતી.

પણ શ્યામને પણ ઝામ વગેરે લિરયા શા માટે ગયાં છે તેની ખબર ન હતી. નહીં તો તે મને કહ્યા વગર રહેત નહીં. અમે તો એટલું જ અનુમાન કર્યું કે તેઓ પોતાને ગામ લિરયા ખાલી આંટો મારવા જ ગયાં છે. બીજું શું ખાસ કારણ હોઈ શકે? મોટા તહેવારના દિવસો પણ નહતા કે ગામડે જાય. વળી કોઈ લગ્ન કે મરણ પ્રસંગ પણ અમારી જાણમાં નહતો કે જે કારણસર ગામડે જવું પડે. એવું કંઈ હોત તો ઝામન પોતે અમને વાત કર્યા વગર રહેત? પણ હં, લગ્ન પ્રસંગ કાં ન હોય?

જ્યારે તેઓ ગામડેથી પાછાં ફર્યાં ત્યારે તો કમળાના વર્તનમાં આગળ કરતાં પણ વધારે ફેરફાર જોવામાં આવ્યો. તે પોતાના ઘર બહાર ભાગ્યે જ જતી. અગાઉ તો કોઈ

કોઈ વાર થોડુંક પણ મારી સાથે બોલતી. મારી લાગણી જોઈ મારું મન ન દુભાય તેમ કરતી, અને તેથી મારું મન પ્રફુલ્લિત રહેતું—મારા આશા અંકુરો જીવતા રહેતા. પણ હવે તો તે પણ ગયું હતું. તે તો મોઢું પણ દેખાડતી નહીં, તો વાત કરવાની વાત જ ક્યાં આવી ? હું પણ મન દબાવી તેને ઘેર ન જતો.

એક દિવસ ઓચિંતો જ ઝામન મારી પાસે આવ્યો અને કાનમાં કહેવા લાગ્યો—

"જલદી ઘેર ચાલને. કમલી તને બોલાવે છે."

તેણે કમલા નહીં કમલી કહ્યું, કારણ 'કમલી' નામ મને ગમતું. કદાચ તેથી જ કમળાએ તેને કહ્યું હશે, "કે'જે ...કમલી બોલાવે છે." કદાચ એમ પણ હોય કે ઝામે પોતે જ 'કમલી' કહ્યું હોય. અલબત 'કામ' તો હવે ભુલાઈ ગયું હતું.

કમલી મને બોલાવે ! એ તો નવાઈની વાત. શા માટે બોલાવ્યો હશે ?

હું ગયો તો ખરો. પણ ડરતો ડરતો ગયો.

"ઓહો ! સેવકને યાદ કર્યો કે કંઈ ભૂલ થઈ ? મેં કટાક્ષમય ભાષામાં કહ્યું. પણ આ સાંભળી તેનું મુખ એવું તો કરમાઈ ગયું કે ઘણા પ્રયત્નો કરવા છતાં તે હસી નહીં—હું તેને હસાવી શક્યો નહીં.

ઝામન નાચતો કૂદતો બોલવા લાગ્યો 'કોઈનું કંઈ જાય છે...કોઈનું કંઈ થાય છે.' કમલીએ તેને છાનો રાખવા

આંખથી સૂચન કર્યું પણ જેવી કમલાએ આંખ નીચી કરી કે તે ફરી નાચવા લાગ્યો ને બોલી ઊઠ્યો.

"કમળાના વરનું નામ લીધું. કોઈનું કંઈ જાય છે. કોઈનું કંઈ થાય છે. ખબર છે તમને? કમળાના વરનું નામ છે ભોલારામ—સમજ્યા તમે?"

આ સાંભળી કમળા શરમાઈ ગઈ, અને પોતાનું મોઢું હાથથી છુપાવવા લાગી. પણ હું તો આ સાંભળી ડઘાઈ ગયો. કમળાની સગાઈ માટે ગામડે ગયાં હતાં આ લોકો! પણ આ લાગણી મોઢા ઉપર બતાવી શકાય નહીં. મોઢું હાવકું રાખી બોલ્યોઃ—

"ભાભી ઘેર નથી?"

રામન તથા કમળા નવી ફેશન પ્રમાણે પોતાની માને 'ભાભી' કહેતાં હતાં. તેથી હું પણ તેમજ કહેતો. પણ તમે કહો તો ખરાં 'ભાભી' કરતાં 'મા' 'અમ્મા' વધારે મીઠું નથી લાગતું? વધારે સુંદર નથી લાગતું?

કમળા બોલી "ભાભી ઘેર નથી તેથી જ તો તમને બોલાવવા મોકલ્યા! આટલા દિવસો તો તમારી સાથે વાત કરવાની તક જ ન મળી તેથી આજે તક મળતાં બોલાવ્યા. કદાચ આ પહેલો ને છેલ્લો મેળાપ હશે. વળી કદી વાતો કરવાની તક મળે કે નહીં."

પણ આજે પણ વાતો કરવાની વળી ક્યાં તક મળી? અને વાતો પણ શું કરી શક્યાં હતાં!

અને ખરેખર અમે કંઈ વાત કરી ન શક્યાં. પછી

વખત સુધી તો ચુપચુપ બેઠાં જ રહ્યાં. બે ત્રણ વાર બોલવાનો પ્રયાસ કર્યો પણ શું બોલવું તે જ સૂઝ્યું નહીં. કોણ જાણે કેમ કમળાની જીભ પણ તાળવે જ ચોંટી ગઈ હતી.

આમ ઘણો વખત નીકળી ગયો. મને લાગ્યું વધારે વખત બેસવું યોગ્ય નથી. મારા મોઢામાંથી છેલ્લા શબ્દો નીકળ્યા "ઠીક ત્યારે હવે હું જઈશ. ભૂલીશ નહીંને."

અને અમારી આંખો મળી. અમે નેત્રોથી જે મૂક ભાવે હૃદયની વાતો કરી તેનું વર્ણન તો મારી આંખો જ કરી શકે મારી જીભ કે મારી કલમ તે કરવા અસમર્થ છે.

મને આશ્ચર્ય થયું હતું અને તમે પણ કમળાની સગપણની વાત સાંભળી આશ્ચર્ય વિમૂઢ થઈ ગયા હશો કે આટલી નાની ઉમરમાં સગપણની જાળમાં ક્યાં સપડાઈ ગઈ? ત્યારે ભેગાભેગી બીજા આઘાતની વાત પણ તમને કહી જ નાખું તો શું ખોટું?

ચારેક મહીના પછી, મારા બાપાએ મારું પણ સગપણ કરી નાખ્યું. કઈ છોકરી સાથે તે તો મને પણ ખબર ન હતી. રાત્રે હું કંઈક વાંચતો હતો ત્યાં તો માએ એટલી જ ઓચિંતા આ ખબર મને આપી જેટલી ઓચિંતા મેં તમને આપી છે. મેં જરા નાપસંદગી બતાવી એટલે ટપલી મારી મા બોલી, "ખબરદાર કાંઈ બોલ્યો છે તો..." મોઢું મલકાવી હું પણ ચુપ રહ્યો.

તે રાતે મારી કલ્પનાના ઘોડા દોડવા લાગ્યા. મારી જીવન સંગિનીનું ચિત્ર મારી આંખ આગળ ઊભું થયું.

તેની કલ્પનામૂર્તિ પણ ઘડી મારી સાથે કેમ વર્તશે વગેરે વિચારો પણ આવવા લાગ્યા. એક વિચારને છોડી બીજાને પસંદ કરતો. સવારે ઊઠ્યો ત્યારે મને મારામાં ફેરફાર થયેલો લાગ્યો. જાણે હું કોઈ નવીન જ સ્યામ ન હોઉં તેમ લાગવા લાગ્યું.

વળી રાતની વાત યાદ આવી ને હું મલકાયો. તમને પણ કદાચ હસવું આવ્યું હશે. પણ સબુર કરો. આગળનું બ્યાન જરા ધ્યાનથી સાંભળો.

# પ્રકરણ ૪ થું

સિંધમાં સ્વદેશીના પવનો વાવા લાગ્યા. માઈ વાસંતી દેવીને તથા તેમના બીજા બે સાથીઓને અંગ્રેજ સરકારે નજરકેદ કર્યાં હતા. હોમરૂલ લીગ હિન્દ માટે, જોરશોરથી, હક્કો માગી રહી હતી. આ બધું ઇ. સ. ૧૯૧૭ ની અધ-વચ્ચમાં બન્યું. મને પણ સ્વદેશીનો પવન લાગ્યો. તેથી પાટલૂન છોડી ધોતિયું અને લાંબો કોટ પહેરવાનું શરૂ કર્યું, અને સ્વદેશી ખાંડ ખાવાની પ્રતિજ્ઞા પણ કરી.

અમારા નેતાઓએ પ્રતિજ્ઞાપત્રો છપાવ્યાં હતાં. એ ભરાવવા હું મારા ઓળખીતા પાળખીતાઓને ત્યાં તેમજ અન્ય લોકોને ત્યાં ભટકવા લાગ્યો. પણ લારખાનામાં હજુ જોઈએ તેટલી જાગ્રતિ આવી ન હતી. કોઈ અમને તિરસ્કાર પૂર્વક હસી કાઢતું તો કોઈ સમજતું મારું ચસકી ગયું છે, તેથી મારી વાત કાને ન ધરતું. તો કોઈ વળી એમ પણ

કહેતું "ભાઈ તું અમારી પાસે આવીશ મા, નાહકના અમે સરકારની આંખે ચઢશું."

આવી વાતોથી હું પરિચિત નહતો. અને આવું સાંભળી હું નિરાશ પણ થઈ જતો. પણ જ્યારે મારા મિત્રો પ્રતિજ્ઞાપત્રોના થોકડા મારી પાસે ફેંકીને ચાલતા થયા ત્યારે મને બહુ જ લાગી આવ્યું. તેઓ બોલ્યા હતા "ભાઈ લોકોના ટોણા અમારે નથી સાંભળવા. આપણાથી આમ ઘેર ઘેર ભટકવાનું બનશે નહીં. અમારા ઘરનાં માણસો પણ અમારા ઉપર ક્રોધે ભરાય છે."

મારા બાપા સરકારી નોકર હતા. મારા મોટાભાઈ કોલેજમાં ભણતા હતા અને અંગ્રેજી ઢબનાં મોંઘાં વસ્ત્રો પણ પહેરતા હતા. છતાં આ વાતમાં તેમણે કોઈએ મને રોકયો નહતો. ઊલટું મારા બાપા તો મને ઉત્તેજન પણ આપતા હતા.

"આ પણ ઠીક છે. સંયમ શીખાશે અને કસરત પણ થશે."

પણ સૌથી વિશેષ તો મારું મન તે દિવસ પ્રફુલ્લિત થયું જે દિવસ સુંદરીના પિતા મને મળેલા અને તેમણે પ્રેમથી મને સંબોધીને કહ્યું હતું "હલો યંગ નેશનાલિસ્ટ."

તમે સુંદરીને તો ઓળખો છો ને ? પણ કદાચ સુંદરી નામ નહીં જાણતો હો. સુંદરી મારી ભાવિ પત્ની.

તેના પિતા મારાથી ખુશ છે જાણી મને થયું સુંદરી

પણ મારાં આ કપડાં—વેશભૂષા જોઈ રાજી થતી હશે. પોતે પણ મને જોઈ સ્વદેશી વસ્ત્ર જ ધારણ કરતી હશે.

જો કે મેં તો તેને હજી જોઈ પણ ન હતી. પણ મનમાં થયા કરતું કે જ્યારે જ્યારે હું તેના ઘર પાસેથી પસાર થાઉં છું ત્યારે ત્યારે તે છાનીમાની મને અવશ્ય નીરખ્યા કરતી હશે. અને તેથી જ જ્યારે પણ હું તેની શેરીમાં જતો ત્યારે ધોતિયાની પાટલી તથા કોટનો કોલર ખાસ ચીવટથી ઠીકઠાક કરી લેતો. પણ આ વાત કમળા તેમજ તેના ઘરનાં કોઈને પણ ગમતી નહીં. આ ખબર મને ઝામન મારફત મળ્યા. મને સ્વદેશી કપડાં પહેરતો જોઈ ધામનને પણ પહેરવાનું મન થયું હતું પણ તેને માટે તો તે ચાર દિનની ચાંદની જેવું જ રહ્યું. જ્યારે ઝામન ઊંચાં વિલાયતી કપડાં પહેરી તેને બતાડતો અને જ્યારે તે દેખાવની મારા દેખાવ સાથે સરખામણી કરતો ત્યારે ધામનનો સ્વદેશી પ્રેમનો મોહ ઓસરી પડતો અને તે કહેતો 'મારે ધોતિયા-દાસ નથી થવું.'

આ સાંભળી મને ખૂબ લાગી આવતું અને હું કહેતો "ધોતિયું કાંઈ ભાઈબંધનો જ પોષાક નથી. ભાઈબંધ ધોતિયાં પહેરે છે તેથી ધોતિયા તરફ શા માટે તિરસ્કાર હોવો જોઈએ? તેઓ બિચારાને ધોતિયાદાસ કહી નાહકના ઠેઠ પાતાળ સુધી ઉતારી દઈએ છીએ, જાણે કે 'આમિલ' વર્ગ સીધો સ્વર્ગમાંથી ઊતરી, ઇશ્વર ઉપર ઉપકાર કરી, પૃથ્વી ઉપર ઊતરી ન પડ્યો હોય!

ભાઇબંધ શબ્દ સિંધમાં વેપારી વર્ગ માટે વપરાય છે. તેઓ ધોતિયું જ પહેરતા. તેમના તરફ 'આમિલ' એટલે સુધરેલો વર્ગ તિરસ્કારની દૃષ્ટિથી જોતો.

ધોતી તો આખા હિંદનો રાષ્ટ્રીય પોશાક છે. હિન્દુસ્તાનના દરેક ભાગમાં હજી પણ ધોતિયાનો પહેરવેશ ચાલુ છે. ફક્ત સિંધમાં જ અમે લોકો પોષાક ફેરવવામાં કુશળ છીએ. મુસલમાન આવ્યા એટલે તેમના જેવી સુરવાળ અને ઊંચી ટોપી પહેરતાં શીખ્યા. હવે જ્યારે અંગ્રેજોનું રાજ્ય આવ્યું ત્યારે સિંધી લોકો તે પોષાકની નકલ કરવા લાગ્યા, અને તેમાં વડાઈ માનવા લાગ્યા.

અમે અમારા કોઈ પણ ખાસ સિંધી પોષાક માટે મગરૂરી લઈ શકીએ તેમ નથી. અમારે સિંધમાં એક એવો પોષાક નથી જેને અમે કહી શકીએ કે આ અમારો છે. હા, શિકારપુરમાં ત્યાનાં લોકો ધોતલી અને પાઘડી હજી પણ પહેરે છે. તેમજ ગામડાંમાં પણ ક્યાંક ક્યાંક અમુક જાતની પાઘડી પહેરવાનો રિવાજ છે ખરો; છતાં તેને સારા ય સિંધનો પોષાક તો ન જ કહી શકીએ. મારા આવા વિચારોને અંગે બીજા તો ઠીક પણ મારા જીગરજાન દોસ્તો પણ મારી ટીકા કરતા. પણ ધોતીને—જે મેં તે વખતે હિંદના પોષાક તરીકે જાહેર કરી હતી—હજી પણ છોડી નથી.

સ્વદેશી ખાંડ ખાવાના વ્રતને લીધે મારે ઘણી વિટંબણાઓ ભોગવવી પડતી. જીભના સ્વાદ છોડવા સહેલા હોતા નથી. વાતો સાંભળતાં સાંભળતાં પણ જ્યારે મોઢામાં પાણી આવે ત્યારે પ્રત્યક્ષ વાનીઓ સામે હોય, ત્યારે તો મનને

મારવું ઘણું જ કઠણ થઈ પડે છે. તેથી જ મારે ઘરની તેમજ બહારની બધી જ મિઠાઈઓ છોડી દેવી પડી. દૂધ તેમજ ચા, ખાંડ વગરનાં જ પીતો. આ બધું તો ઠીક પણ મિત્રોના કટાક્ષ 'શ્યામ હવે સાધુ બન્યો છે' મારાથી સહન થતા નહીં. આથી જ અટક તેમ નહતું. કોઈ કોઈ તો એથી પણ આગળ વધતું—

"એ ભાઈ તો સાધુ કરતાં પણ સવાયો છે." પણ એ તો દુનિયાનો નિયમ છે કે જ્યારે માણસ પોતે અમુક વસ્તુ કરતો નથી ત્યારે તે બીજાઓ જે જે કરે છે તેની નકામી ટીકા કરવા મંડી પડે છે. તેઓ જાણે મને 'ચેલેંજ' આપતા હતા—"જોઈએ છીએ તારું સ્વદેશીપણું કેટલો વખત ટકે છે તે."

હું મનમાં કહેતો—ગમે તેટલો વખત ચાલે તેમાં કોઈને શું? અને જ્યારે કોઈ વાર હું સંભળાવી દેતો, 'ગમે તેટલો વખત ચાલે. તમે તો આટલો વખત ચલાવી જુઓ' ત્યારે તેઓ એકદમ બોલી ઊઠતાઃ હં, હવે થાક્યો લાગે છે. વાતને ખોટો વળ દેવાની આ કેવી હલકી રીત!

મારા આ વ્રતને અંગે, મારી શાળાના વિદ્યાર્થીઓ વળી એમ માની લેતા કે હું બધી જ બાબતમાં સાધુ હતો. આ માન્યતાની ચોક્કસ હદ હોત તો તો ઠીક પણ તેઓ તો દરેક બાબતમાં મારી પાસેથી અશક્ય આશાઓ રાખતા અને જ્યારે મારી વર્તણૂકનો હિસાબ માગતા હોય તેમ વર્તતા ત્યારે તે ગેરવાજબી હતું એમ હું ન કહું તો શું કહું?

દાખલા તરીકે એક વખત એવું બન્યું કે એક છોકરો

દોડતાં દોડતાં પડી ગયો અને તેના હાથમાંથી લોહી વહેવા લાગ્યું, ત્યારે હું તરત જ સાધુ હીરાનંદની જેમ ધોતિયું ફાડી તેને પાટો બાંધી લોહી અટકાવવાના પ્રયાસમાં પડ્યો; પણ બીજી વખતે સ્કૂલમાંથી છુટ્ટી થઈ ત્યારે અમુક છોકરાઓએ સંતલસ કરી ટોપણની ટોપી ગટરમાં નાખી દીધી અને મને તે ગટરમાંથી લઈ આવવા કહેવા લાગ્યા. પણ ટોપી કાઢવા હું આગળ વધ્યો નહીં ત્યારે તે બધા મારી સાથે આથડી પડ્યાઃ 'હં, હં ભગત જગતકા ઠગત.'

આવું સાંભળી કોને દુઃખ ન થાય? આખર હું પણ છોકરા જેવો છોકરો, મનુષ્ય જેવો મનુષ્ય. એ લોકોને મદદ કરવા હું મારાથી બનતું બધું જ કરતો—કરવા તૈયાર રહેતો છતાં બદલામાં તો આવાં જ મેણાં ટોણાં મળતાં. મેં સંભળાવી દીધું—આવું આવું કરો તમે અને ઉપાધિમાં નાખો મને. શા માટે તમે મારી પાછળ પડ્યા છો? તમારામાંથી કોઈ કેમ ગટરમાં જઈને બિચારાની ટોપી લઈ આવતું નથી? બીજાને સતાવવામાં તમને શી મઝા પડે છે?

જાણે કે લાજ શરમ કંઈ ન હોય તેમ તેઓ દાંત કાઢી હી હી હસવા લાગ્યા. મારી ખીજ અને ટોપણનો નિમાણો ચહેરો તેમની મસ્તીમાં જાણે વધારો કરતાં હતાં.

પણ આ બધી વાતો કિશોરાવસ્થાની હતી. અને તેને યાદ કરી આજે પણ હું વિસ્મય પામું છું. તે દિવસોમાં અમે શું શું કરતા? શું શું અનુભવતા? સ્વદેશી વ્રત લઈ મેં એવો જગત ઉપર કેવો મોટો ઉપકાર કર્યો હતો કે હું એવી રીતે વર્તતો હતો? અને પાછો સવાલ જવાબ કરતો

હતો ? એમને ફાવે તે ભલેને બોલે એમાં મારે મારી ફરજ શા માટે વીસરવી જોઈએ ?

મારે તો તટસ્થ રહી મારી જાતને જ રોકવી જોઈતી હતી...

આ બાલિશ વાતો સાંભળી તમને પણ કદાચ વિચિત્ર જેવું લાગતું હશે અને તેમાં કંટાળો પણ આવતો હશે એટલે હવે કમળા વિશે કંઈક કહું.

# પ્રકરણ ૫ મું

હવે કમળાને કમળી કહેવું મને અયોગ્ય લાગતું હતું કારણ કમળી કહું તો મને તેના માટે પ્રેમ છે તેમ લાગે ને એ પ્રેમ રાખવાનો મને શો અધિકાર હતો ? કમળા તો હવે પરણી ગઈ હતી તેથી તેને 'મારી' કહેવી એ પણ ગુનો હતો. કમળી પરાઈ થઈ ચૂકી હતી. હું પણ પરાયો થઈ ચૂક્યો હતો જ ને ! મારો સુંદરી સાથે સંબંધ નો'તો થઈ ગયો ? એથી કમળાનો વિચાર કરવો મારે માટે વાજબી નહતું.

છતાં જૂનો સ્નેહ સંબંધ, એકદમ ભૂલવો સહેલો છે ? અમે એક બીજાને હવે મળી શકતાં નહતાં, કારણ કે તે હવે લારખાનામાં ન હતી. પણ તેના ખબર અંતર જાણવાની ઈંતેજારી તો મને અવશ્ય રહ્યા કરતી. એના ઘરનાં બીજાં માણસો પણ કરાંચી ચાલ્યાં ગયાં હતાં કારણ કે એમના પિતાની બદલી કરાંચી થઈ હતી.

ઝામન અને ધામન એક બીજાને પત્રો લખતા. અને તેમાંથી સમાચાર મેળવવાનો હું પ્રયત્ન પણ કરતો. હું તમને એ પત્રોમાંના થોડાક ફકરા આપીશ.

"કમળાનાં લગ્ન મોટી ધામધૂમથી અમે કર્યાં. કમળા બિચારી પોતાનું ઘર છોડતાં ખૂબ રોઈ પણ હવે પોતાને સાસરે એને ગોઠી ગયું લાગે છે. એક દિવસ મેં કમળાને જરા બનાવવા કહ્યું, "કેમ કમળા ! દાક્તર સાહેબે તારી નાડ જોઈને શું કહ્યું ? લગ્નથી આનંદ થયો છે..." કમળાનો મીઠો ગુસ્સો જોઈ મેં આગળ ચલાવ્યું, " કમળા, હવે તો તારે દવાદારૂના પૈસા ખરચવા મટ્યા. અમને પણ દવા મળવા મફત..." પણ એણે મને ટોકયો બીમાર પડે તારા દુશ્મન...જો એવું બોલ્યો છે તો. "કેવી શાણી છે બહેન ?"

"હાં...દાક્તર ભોલારામનાં આ બીજી વારનાં લગ્ન છે. હજુ છે તે નાનો સરખો જુવાન. માંડ પચ્ચીસ વર્ષનો હશે. કૉલેજમાં હતો ત્યારે જ તેની પહેલી સ્ત્રી ગુજરી ગઈ હતી. માણસ બહુ મઝાનો છે. અને લાગે છે દાક્તર તરીકે સારું નામ કાઢશે. અને તેથી બાને આ સંબંધ માટે ખાસ આગ્રહ હતો. છોકરી સુખી થાય તેમજ તે ઇચ્છે ને ! અને ખરેખર તે સુખી છે. લગ્ન કર્યાં પછી દાકતરે પોતાનું દવાખાનું હૈદરાબાદમાં ખોલ્યું છે, જ્યાં તેમની 'પ્રેકટીસ' પણ ઠીક ઠીક ચાલે છે. બન્ને આનંદમાં સમય ગુજારે છે."

"લે, આ વખતે તને ખુશ ખબર આપું. દાકતરે કમળાને જાણે નવું જ સ્વરૂપ આપી દીધું છે. કાંડાથી કોણી સુધી બંગડી ન પહેરવી તે તો તેણે પહેલેથી જ નક્કી કરી

લીધું હતું અને લગ્ન વખતે જ નાકમાં નાક ફૂલ (હીરો) પહેરાવ્યો હતો. પણ હવે તો ×ચાદર અને પેશગીરને તિલાંજલિ આપી સાડી પહેરવા શરૂ કરી છે, અને સાડીમાં તે ખરેખર સુંદર લાગે છે. દાકતર તેને સાથે જ ફરવા લઈ જાય છે અને કમળા, કોઈ કોઈ વાર તેમના દરદીઓ—અલબત સ્ત્રી દરદીઓની સારવારમાં મદદ પણ કરે છે. પણ સારામાં સારા સમાચાર તો એ છે કે તેણે ભણવાનું શરૂ કર્યું છે. દાકતરનો મત છે કે સિંધી ભણી લીધા પછી અંગ્રેજી ભણાવવાની વ્યવસ્થા પણ કરવામાં આવશે......"

"મારા પિતા માંદા છે. કમળા અને બોલારામ બન્ને કરાંચી આવ્યાં છે. અમારા ગામના માણસો બાપાની તબિયત જોવા આવે છે. એ બધાના મોઢામાં એ બેઉની જ જાણે વાત હોય છે. પણ બાપાની માંદગીમાં બીજી કોઈ વાત અમને ગમતી નથી. આ વખતે મેં ટૂંકો જ કાગળ લખ્યો છે. તે માટે માફ કરજે. અને હમણાં થોડો વખત કદાચ કાગળ ન પણ લખી શકું."

આ કાગળ પછીથી ઝામનનો એક પણ પત્ર ન આવ્યો. અલબત ધામને તો ઘણા પત્રો લખ્યા હતા અને હું પણ તેમાં કંઈ કંઈ લખતો અને પૂછાવતો કે તમારા બાપુની તબિયતના સમાચાર આપતા રહેશો કે જેથી ચિંતા ઓછી થાય. પણ એ પત્ર પછી ત્યાંના કાંઈ પણ સમાચાર મળ્યા નહીં. એમ લાગ્યું કે જાણે ઝામન પોતાના બાળસ્નેહીઓ ધામન વગેરે ને ભૂલી ગયો કે શું?

× ઓઢણી અને ચણિયો—સિંધી પોશાક.

કદાચ એવું પણ ન બન્યું હોય કે ઝામનને નવા મિત્રો મળ્યા હોય અને તે તેમાં મશગૂલ થઈ ગયો હોય !

મારા પિતાને પણ વાંસામાં ગૂમડું થયું અને થોડા દિવસોમાં તો ખૂબ વધી ગયું. દાકતરે ઘણા મલમપટ્ટા કર્યા પણ ગૂમડું મટયું નહીં. એક દિવસ દાકતરે નિર્ણય જાહેર કર્યો કે 'ઓપરેશન' કરાવવું પડશે. રવિવારનો દિવસ પણ 'ઓપરેશન' માટે નક્કી કર્યો.

રવિવારે સવારે વહેલા દાકતર આવ્યા અને કાપકૂપનાં બધાં હથિયાર પણ સાથે લાવ્યા. 'ક્લોરોફોર્મ' આપવું પડશે તે જાહેર કર્યું ત્યારે અમને સૌને આશ્ચર્ય થયું. પણ બાપાએ કહ્યું: 'ક્લોરોફોર્મ'ની જરૂરત નથી. દાકતર, તમે તમારું કામ શરૂ કરો. હું શાંત અને સ્થિર બેઠો રહીશ. ચૂં પણ નહીં કરું. તમે કોઈ ચિંતા ન કરશો.

પહેલાં તો દાકતરે બાપાની વાત માનવાની ના પાડી પણ છેવટે બાપાનો મક્કમ ઇરાદો જોઈ લાચારીથી દાકતરને આ વાત કબૂલવી પડી. ઘણાંખરાં ઘરનાં માણસો ત્યાં ઊભાં ન રહી શક્યાં. મોટા ભાઈ તો અંદર જઈ ઊલટી કરવા લાગ્યા. હું એકલો જ હિંમત રાખી, હાથમાં પંખો લઈ, પવન નાખવા લાગ્યો અને માખીઓ ઉડાડવા લાગ્યો.

'ઓપરેશન' કર્યા બાદ મામાએ બાપાને પૂછ્યું "તમે તો અજબ માણસ છો. આટલી ચૂંથાચૂંથ દાકતરે કરી પણ તમે તો ઊંકારો પણ કર્યો છે?"

બાપા બોલ્યા, "ઓપરેશન શરૂ કર્યું ત્યારે સોય

ભોંકવા જેટલું દર્દ થયું, પણ પછી મેં મારું ચિત્ત તેના ઉપરથી ખેંચી લીધું. પછી તો મને કંઈ ખબર ન પડી."

લારખાનાના દાક્તરોથી કંઈ ન વળ્યું એટલે અમારે કરાંચી આવવું પડ્યું. ત્યાં પણ બાપાની આવી સહનશક્તિ જોઈ બધા જ દાક્તરો તથા સર્જનો દાંત તળે આંગળી દબાવી—આશ્ચર્ય ચકિત થઈ ગયા. પણ ત્યાં પણ ખાસ ફાયદો ન થયો.

અહીં એટલું ઉમેરવું જરૂરી છે કે જેટલો વખત અમે કરાંચીમાં રહ્યા તેટલો વખત બાપાની બીમારીમાં એટલા ગૂંચવાયેલા રહ્યા હતા કે ઝામનને અમે મળી શક્યા નહતા. અમને કોઈએ કહ્યું હતું ખરું કે તેના પિતાશ્રી આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા હતા. અને તે લોકો હજી પણ કરાંચીમાં જ હતા. પણ કોણ જાણે કેમ તેઓએ મોઢું બતાવ્યું નહીં. કદાચ તેમને અમારા આવવાની ખબરે ન પડી હોય.

આખરે અમારે લાહોર જવું પડ્યું. ત્યાંના દાક્તરે નવેસરથી 'ઓપરેશન' કર્યું. છેલ્લા દિવસે પણ બાપાએ દાક્તરને તેડાવ્યા હતા. અને તે દિવસે ફરીવાર છેલ્લું 'ઓપરેશન' ક્લોરોફોર્મ વગર કરાવ્યું. અમને આ વખતે તેમની પાસે રહેવા દીધા ન હતા. પણ બારી ઉપર ચઢી મેં બધું જ જોયું હતું. અજબ એ દૃશ્ય હતું. તેના વિશે વધારે શું કહેવું !

'ઓપરેશન' થયા બાદ બાપાએ અમને સૌને બોલાવ્યા. બધા સાથે વાતચીત કરી. આખરે દાદીમાને બોલાવી અમારી ભલામણ કરી. પછી પૂછ્યું: ગંગાજળ ઘરમાં છે ?

અને કોઈએ કહ્યું: તેઓ સ્મિત કરતા કરતા સ્વર્ગે સંચર્યા. બધાં રોવા ને કકળવા લાગ્યાં તથા કૂટવા લાગ્યાં. પણ તમે માનશો ? આમ તો હું એવો પોચો છું કે નાની નાની વાતમાં રડી પડું. પણ આ વખતે મારી આંખમાંથી એક ટીપું પણ પાણી પડ્યું નહીં. બીજાને તો ઠીક પણ મને પોતાને પણ આશ્ચર્ય થયું કે મને રડવું કેમ આવતું નથી ? પણ કદાચ મને હૃદયમાં એવો સખત આઘાત લાગ્યો હતો કે મારું મગજ જ બહેર મારી ગયું હતું. મારા મોઢામાંથી એક ડૂસકું પણ ન નીકળ્યું. તે વખતનું તે મૂઢ દર્દ એટલું બધું હતું કે આજે પણ જ્યારે એ વાત યાદ આવે છે ત્યારે આશ્ચર્ય થાય છે; અને હવે તો તે વાત સાંભરતાં જ આંખમાંથી આંસુ સરી પડે છે, અને આ લખું છું ત્યારે પણ મારી આંખમાં આંસુ છે.

તમે આવું 'ઓપરેશન' કદી જોયું કે સાંભળ્યું છે ? મારે માટે આ નવું ન હતું. બાપા પોતાના પિતાશ્રીના આવા 'ઓપરેશન'ની કોઈ કોઈ વાર વાત કરતા. તે વાત તો સાંભળેલી, પણ પિતાનું 'ઓપરેશન' તો આંખો આંખ જોયું.

હું ધારું છું કે આપણે હિંદીઓને તો આ વસ્તુ સમજવી અઘરી નથી. કોઈ પણ માણસ યોગની સિદ્ધિવડે આતો શું આથી પણ વધારે આશ્ચર્યકારક શક્તિ પ્રાપ્ત કરી શકે. આને અંગે લાહોરવાળો યુરોપિયન સર્જન તો બાપાની આ સહનશક્તિ જોઈ આશ્ચર્યાન્વિત થયો તેટલુંજ નહીં, પરંતુ તેમને મહાપુરુષ સમજી અમારી પાસેથી એક રાતી પાઈ પણ ફીની લીધી નહીં—લેવાનું સ્વીકાર્યું નહીં.

હું નાનપણમાં બાપા સાથે ખૂબ ફર્યો છું. તેમના સહવાસમાં ખૂબ આવ્યો છું. જ્યારે જ્યારે એ સરકીટમાં બહાર જતા ત્યારે ત્યારે મને સાથે લઈ જતા. લાડ પંપાળથી તેમજ ઠોકી પીટીને અમને ઘણીય વસ્તુઓ તેમણે શીખવી હતી. એજ માર્ગદર્શક પિતાને લાહોરના સ્મશાનમાં ચિરનિદ્રામાં સુવાડી—તે ગાઢ નિદ્રામાં સૂતા મૂકીને—અમે લારખાના ચાલ્યા આવ્યા.

એજ અરસામાં મારાં લગ્ન પણ થવાનાં હતાં પણ લગ્નની બધી તૈયારી માંડી વાળવામાં આવી. આવી આફતમાં આનંદ કેવો ? શોકના સમયમાં શણગાર કેવા ?

# પ્રકરણ ૬ ઠ્ઠું

**સ**ને ૧૯૧૯ માં હિંદને નવા સુધારા મળ્યા. અને આ સુધારાઓ સાથે જ રાજનૈતિક કેદીઓને પણ મુક્ત કરવામાં આવ્યા. આખા દેશમાં આનંદ આનંદ છવાઈ ગયો કે હવે તો કાઉન્સીલ અને એસેંબ્લીમાં જઈ માતૃભૂમિનો ઉદ્ધાર કરી શકાશે. પણ આ આનંદ માત્ર મોડરેટ—વિનીત પક્ષને જ હતો. એકસ્ટ્રીમિસ્ટ પક્ષ તો એમજ સમજતો હતો કે આતો રડતા બાળકને છાનું રાખવા બાદશાહ સલામતે એક રમકડું આપવાનો પ્રયત્ન કર્યો છે. એટલે એમણે તો જુદી જ તૈયારી કરવા માંડી.

અને પછી તો 'રોલેટ એક્ટ' પસાર કરવામાં આવ્યો. તેની સામે વિરોધ દર્શાવવા, દેશના ગામે ગામે અને શહેરે શહેરે વિરોધ સભાઓ ભરવામાં આવી. ૬ઠ્ઠી એપ્રિલથી ૧૩મી એપ્રિલ સુધી—રાષ્ટ્રીય સપ્તાહ ઊજવવામાં આવ્યું.

૧૩મી એપ્રિલે લારખાનામાં પણ ગાંધીજીના ફોટા સાથે એક મોટું સરઘસ કાઢવામાં આવ્યું. અમે વિદ્યાર્થીઓએ તે દિવસે ઉપવાસ કર્યો અને આખો દિવસ એક બાગમાં ગાળ્યો. વિદ્યાર્થીઓ વતી પૂજ્ય મહાત્માજીની છબીને હાર પહેરાવવાનું કામ મને સોંપવામાં આવ્યું. હાર લઈ હું સરઘસમાં ગયો. માણસોની મેદની વચ્ચેથી માર્ગ કરતો કરતો હું ઠેઠ ગાડી પાસે પહોંચ્યો. ગાડીને ઘોડા જોડ્યા નહતા. માણસો જ તેને ખાંધ ધરી ખેંચતા હતા. હાર પહેરાવવા હું ગાડી પાસે આવ્યો. મારા હાથ કાંપતા હતા. પહેલાં ધીમે ધીમે, પછી એકદમ હાથ લંબાવી મેં હાર બાપુના ફોટાને પહેરાવી દીધો. મારા હાથમાંનો હારનો બોજો ઓછો થયો તેથી મારા હૃદયનો ભાર પણ હલકો થયો. મારું કાર્ય મેં પાર પાડ્યું હતું તેથી મારા મનનો ભાર અવશ્ય ઓછો થયો હતો પણ તે કાર્ય કેટલું મોટું હતું તેનો વિચાર કરતાં મારું હૃદય ફરીથી ભરાઈ આવ્યું. બાપુની છબીને હાર પહેરાવવાનું કાર્ય મેં એક મહાન કાર્ય લેખ્યું હતું. એ અવસ્થાએ તે કાર્ય શું મહાન ન હતું? એ અવસ્થાએ એ કામ કેમ મોટું ન ગણાય?

લગભગ એક વર્ષ પછી મારાં લગ્ન થયાં. જ્યારે વર-કન્યા વેદી પાસે બેઠાં હતાં ત્યારે મારા અંતરમાં કેટલી તીવ્ર અભિલાષા હતી કે સુંદરીનું સુંદર મોઢું જોઉં! પણ તેણે તો મોઢું ઢાંકી રાખ્યું હતું. ગોર મહારાજે હસ્તમેળાપ કરાવી જ્યારે ફેરા ફેરવ્યા ત્યારે હું એટલો જલદી ચાલતો હતો કે સુંદરી બિચારી ઠેબાં ખાતી રહી. કોઈએ કહ્યું પણ ખરું: 'ભાઈ, ઉતાવળો કાં થા? જરા ધીરે ચાલને.' ત્યારે મેં

મનમાં કહ્યું, 'ભાઈ એને શા માટે કહેતો નથી કે મોઢું ઉઘાડીને ઠીક ઠીક ચાલે.'

આખરે ફેરા ફરી, ગાડીમાં બેસી અમે ઘેર આવ્યાં. રસ્તામાં મેં તેનો હાથ એટલા જોરથી દાબ્યો કે તેની વીંટીથી તેની આંગળીમાં ઘા થયો. તોયે તેણે મોઢામાંથી ઊંકારો સરખોયે ન કર્યો. અજબ હતી તેની ધીરજ.

મધરાત થઈ, ખાધું ન ખાધું અને સીધો મારા ઓરડામાં પહોંચ્યો. સગાં સંબંધી બધાંની નજરમાં આ વાત આવી ગઈ. જાણે એવી કોઈ પળની આકાંક્ષામાં જ તેઓ ન બેઠાં હોય! પણ મારે એમની શી પડી હતી?

અત્યંત ઈંતેજારીથી હું બેઠો હતો. ક્યારે સુંદરી આવે ને તેનાં દર્શન કરું? આ બેચેનીમાં જાણે સમય પણ થંભી ગયો હોય તેમ લાગ્યું.

બારણા બહાર ગુસપુસ થતી લાગી. મારા મનમાં પણ ન જાણે શુંનું શું થવા લાગ્યું. છેવટે તે અંદર આવી અને અન્ય સ્ત્રીઓ ચાલી ગઈ.

હજી તે શરમાતી શરમાતી મોઢું નીચું કરીને ઊભી હતી. મેં હાથ પકડી પલંગ ઉપર બેસાડી તેને કહ્યું, "રાણી! હવે તો લાજ ઉઘાડો? હું પણ મુખનાં દર્શન કરું તો ખરો?" પણ તેણે મોઢું ઉઘાડ્યું જ નહીં. ભીંત બોલે તો તે બોલે.

મેં માથેથી છેડો ખેંચી તેનું મોઢું જોઈ લીધું હોત—પણ અહીં તો ધીરજની રમત મંડાણી હતી—કોણ હારે ને કોણ જીતે...આખરે તે હારી.

એ મુખ કેટલી લજ્જા અને શરમથી ભરેલું હતું? ગોળમટોળ તેનો ચહેરો હતો...તેની આંખ, તેનું નાક, તેના હોઠ—જાણે એક કલાકૃતિ. તે છતાં મને એકાએક વિચાર આવ્યો—જે વિચાર આવ્યો તે એ—કે આનું નામ છે સુંદરી!

એ સારું હતું કે હવે નથનો રિવાજ બિલકુલ નીકળી ગયો હતો, અને તે ઉપરાંત સ્ત્રીઓમાં સાડી પહેરવાનો રિવાજ—જો કે ઓછા પ્રમાણમાં—દાખલ થયો હતો. પોષાક પણ મનુષ્યમાં કેટલો ફેરફાર કરે છે?

ઘરેણાંના ઢગ માટેનો મારો તિરસ્કાર અને કપડાંના પહેરવેશ વિશેનો મારો શોખ તેજ દિવસથી પેદા થયો.

થોડા દિવસના સમાગમ પછી મને ખાત્રી થઈ કે મારા સગાંઓએ મને આવી પત્ની મેળવી આપી તે બદલ હું તેમનો વાંક કાઢી શકું નહીં. જો કે દેખાવમાં તે સુંદર કે ગોરી ન હતી—ઘઉંવર્ણી જ હતી.—છતાં વર્તનમાં અને સ્વભાવમાં તે બેશક સુંદર—સર્વગુણસંપન્ન હતી.

અમે રોજ રાતે, દેશમાં ચાલતી પ્રવૃત્તિઓની, સ્વદેશી વિદેશીની, અને હુન્નર ઉદ્યોગ ધંધાની ગરમ ગરમ ચર્ચા કરતાં. સિંધી સાહિત્યને પણ અમે બાકી રાખ્યું નહીં.

સીવવા ભરવામાં તે કુશળ હતી, અને ગુરુમુખી ઉપરાંત કે જે તે વખતે લગભગ દરેક બાળા જાણતી—તેને સિંધી ભાષાનું પણ ઠીક ઠીક જ્ઞાન હતું.

૧૯૨૦ ના નાગપુર ખાતે મળેલા કોંગ્રેસના ખાસ અધિવેશનમાં ગાંધીજીનો સરકાર સાથે અસહકાર કરવાનો

તથા ખિલાફતને ન્યાય આપવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

૧૯૨૧ ની જાન્યુઆરીમાં અસહકારનો 'પ્રોગ્રામ' અમલમાં પણ મૂકાયો. હિંદુ અને મુસલમાન બન્ને પક્ષો એક વખત તો ભેગા થયા, અને જ્યાં ત્યાં કાઉન્સીલ અને એસેંબ્લીના મેંબરોનાં રાજીનામાની, વકીલોએ કોર્ટ બહિષ્કાર કર્યાની, કોલેજ નવજવાનોની કોલેજ છોડવાની તથા શાળાના વિદ્યાર્થીઓની શાળાને તિલાંજલિ દીધાની વાતો એક પછી એક કાન ઉપર પડવા લાગી.

એક રાતે સુંદરીએ છાપું વાંચતાં વાંચતાં પૂછ્યું: તમે ધોતલી અને લાંબો કોટ પહેરો છો અને સ્વદેશીને ઉત્તેજન આપો છો તો હજી સુધી દેશની હાકલ સાંભળી શાળા કેમ છોડતા નથી?

મેં કહ્યું, "શાળાનું આ છેલ્લું વર્ષ છે. મેટ્રીકની પરીક્ષાને માત્ર બે મહીના રહ્યા છે. વળી તારી ઉપાધિ ડોકે વળગી છે. એટલે મારે શું કરવું તે સમજાતું નથી."

તેણે કહ્યું, "હોઠ સાજા તો ઉત્તર ઝાઝા. સ્કૂલ છોડવાનું મન નથી એટલે વાંક મારા ઉપર ઢોળો છો." મેં કહ્યું, "શાળા છોડયા પછી ભાષણ વગેરે પણ દેવું પડે અને જેલમાં જવું પડે...પછી?" સુંદરી બોલી, "પછી શું? દેશ માટે જેલમાં ય જવું પડે તો શું?"

મેં જવાબ આપ્યો, "મને ફિકર નથી. હું બધું સહન કરવા તૈયાર છું. પણ વિચાર તો તારો થાય છે કે તને મારા ગયા પછી દુ:ખ, તકલીફ વેઠવી પડશે."

તેણે મને ખાત્રી આપી. "મારા ઉપર દોષ ન ઢોળો. જેમ તમને યોગ્ય લાગે તેમ કરો."

તેની હિંમત જોઈ મારી પણ હિંમત વધી. એ જ વખતે હેડમાસ્તરને લખી મારું નામ કાઢી નાખવા વિનંતિ કરી.

અને તેજ વખતે રાતોરાત પત્ર ટપાલમાં નાખી દીધો, રખેને મારો વિચાર મોળો પડે. સવારે મોટાભાઈને પણ આ બાબતનો તાર કરી દીધો.

બીજે જ દિવસે મોટાભાઈ કરાંચીથી લારખાને આવી પહોંચ્યા. મને ઘણો સમજાવ્યો. મેટ્રિક પાસ કરી ગમે તે કરજે. જોશ તો મને ય છે પણ સીનીયર બી. એ. માંથી કેમ કોલેજ છોડાય? પછી આપણી શી સ્થિતિ થશે? વગેરે. પણ હું તેમની સાથે વાદવિવાદ કરવા માગતો જ નહતો. મેં કહ્યું:—

"આગળની ચિંતા આજે શીદ કરવી? દેશ કાજે જે સહન કરવું પડે તે સહન કરવા હું તૈયાર છું. જે પગલું મેં ભર્યું છે તેને પાછું કદાપિ ખેંચીશ નહીં."

તેમની ધમકી, વિનવણી અને સમજાવટ બધું વ્યર્થ ગયું. એમને કરાંચી પાછા જવું પડ્યું—ખાલી હાથે. મેં પણ સલાહ આપી દીધી, "તમે પણ કોલેજ છોડી દેજો—તમારી ફરજ છે."

મોટેરાને કોઈ દિવસ નાનેરાની સલાહ ગમે? એટલે વધારે વાત કરવાનું માંડી વાળ્યું—જે મારે માટે ઠીક જ હતું.

શાળા છોડી તેથી શહેરમાં પણ સારી અસર થઈ. આઠ દસ દિવસમાં પંદરેક જણ અને માસેકમાં ચાળીસેક વિદ્યાર્થીઓએ શાળા છોડી અને ઘેર બેઠા. બીજો કાંઈ બંદોબસ્ત ન થાય ત્યાં સુધી મેં અને મેટ્રિકના મારા બીજા મિત્રોએ એક બાગમાં ભેગા થઈ નીચલા વર્ગના વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ શરૂ કર્યું—શરૂ કરવા પ્રયત્ન આદર્યો.

તે બાળકો તિલક સ્વરાજ્ય ફંડ માટે પૈસા ભેગા કરવામાં તથા પ્રભાત ફેરીઓ કાઢવા તથા એવા અન્ય કાર્યોમાં અમને ઘણી મદદ કરતા. તે વખતે બાપુ સિંધમાં પણ આવ્યા હતા અને જ્યારે અમને ખબર પડી કે લારખાનામાં પણ પધારવાના છે ત્યારે અમે બધાએ રાતોરાત ઉજાગરા કરી, ધ્વજા પતાકા વગેરે તૈયાર કરી આખા શહેરને એવું તો શણગાર્યું કે જાણે કોઈ મહારાજાના સ્વાગતની તૈયારી ન કરી હોય !

હું થાકીને એટલો લોથપોથ થઈ ગયો હતો કે બાપુને ઉતારે બેભાન અવસ્થામાં પડ્યો હતો. રાત્રે જ્યારે થોડાક માણસો સભામાંથી પાછા ફર્યા ત્યારે હું ગાઢ નિદ્રામાં પડ્યો છું તેમ ધારી કોઈએ મને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો નહીં. છેવટે જ્યારે બાપુ પોતે ત્યાં પધાર્યા ત્યારે તેમણે મારા માથા ઉપર હાથ ફેરવ્યો અને એમની આજ્ઞા પ્રમાણે મને ધીમેથી ઊંચકી થોડે દૂર સુવાડી દીધો કે જેથી હું વચમાં પડ્યો રહું નહીં.

આનું મને કંઈ ભાન હતું નહીં. સવારે ઊઠ્યો ત્યારે જ મને ખબર પડી. એ વખતે પણ મારાં હાડકે હાડકાં

રળતાં હતાં. પણ રાતની વાત સાંભળી હું ખીલી ઊઠ્યો કે કેવો ભાગ્યશાળી હું ગણાઉં ! મારા રોમે રોમમાં આનંદની ઝણઝણાટી પ્રસરી રહી.

પણ બિચારી સુંદરી ! એ કંઈ જ કરી શકી નહીં. તેની પણ મરજી હતી કે તે પણ ખુલ્લા મેદાનમાં આવે. પણ ઘરના માણસોના ડરથી તેમ કરવાની તેની હિંમત ચાલી નહીં અને મને પણ ઠીક લાગ્યું નહીં કે ઘરનાંને મોટાં બધાં નારાજ કરું. છતાં તે ખાદી પહેરતી અને તિલક સ્વરાજ્ય ફંડમાં પોતાથી બનતું આપતી અને બીજાઓ પાસેથી પણ ફાળો ઉઘરાવવામાં કચાશ રાખતી નહીં.

પણ તેનાં જોશ અને લાગણી દબાએલાં જ હતાં.

# પ્રકરણ ૭ મું

કરાંચીમાં ઓલ ઇન્ડિયા ખિલાફત કોન્ફરન્સ ભરાણી અને તેના પ્રમુખ થયા મૌલાના મહમદઅલી. તેમની સાથે તેમના ભાઈ મૌલાના શૌકતઅલી તથા ડાકતર કિચલુ તેમજ અન્ય નેતાઓ આવ્યા હતા. આખો મંડપ માણસોથી ચિકાર ભરાયેલો હતો. નેતાઓએ પોતાનાં ભાષણોદ્વારા લોકોનાં દિલ હચમચાવી દીધાં હતાં. ભાષણ કરતાં કરતાં જ્યારે મૌલાના મહમદઅલી રડી પડ્યા ત્યારે મારી આંખોમાંથી અશ્રુ ઝરવા લાગ્યાં. આખા મંડપમાંથી ડુસકાં સંભળાતાં હતાં.

માણસોની મેદનીમાં, દૂર કમળા મારી નજરે ચઢી. તેણે બારીક રેશમી સાડી પહેરી હતી, અને ઊંચી એડીના બૂટ પહેર્યા હતા. તેની સાથે જે પુરુષ હતો તે અપટુડેટ અંગ્રેજી પોષાકમાં સજ્જ હતો. મારા એક 'સાહિતી'ના રહેવાસી મિત્રે કહ્યું " તેમનું નામ ડૉ. બી. એમ. કેવાલા."

મેં પૂછ્યું, "કેવાલા એટલે?"

તેણે કહ્યું, "કેવલરામાણી. અસલ તો તેમનું નામ ભોલારામ કેવલરામાણી, પણ હવે તે પોતાને ડૉ. કેવાલાજ કહેવડાવે છે કે જેથી નામ મોટા માણસ જેવું લાગે. પણ નામ મોટું ને કામ છોટું એવું કંઈ નથી હો. છતાં પોષાક અંગ્રેજી ને નામ દેશી તે કેમ ભળે ભલા?"

"ઓહ! ડૉ. ભોલારામ! કમળાના વર આજ કે? આવા અંગ્રેજી વિચારવાળા ગૃહસ્થ ખિલાફત કૉન્ફરન્સમાં કેમ આવ્યા હશે? શા માટે ન આવે? કૉન્ફરન્સ, કૉંગ્રેસમાં આવનારા બધા જ એક વિચારના થોડા હોય? કેટલાક લોકો ગમ્મત યા વિનોદ માટે પણ આવ્યા હોય!

ખિલાફત કૉન્ફરન્સ પૂરી થઈ. થોડા વખત પછી મૌ. મહમદઅલી, મૌ. શૌકતઅલી, ડૉ. કિચલુ અને જગત્ગુરુ શંકરાચાર્યને પકડી તેમને કરાંચી લાવવામાં આવ્યા. ખાલેકદીના હૉલમાં તેમનો કેસ ચલાવવામાં આવ્યો. બંદરરોડ ઉપર માણસોનાં ટોળાં ઉભરાતાં હતાં. જગત્ગુરુના અનેક શિષ્યો પણ ત્યાં આવ્યા હતા. થોડા દિવસમાં કેસ પૂરો પણ થયો. જગત્ગુરુને છોડી મૂક્યા. બાકીનાને કેદની સજા થઈ.

આખા સિંધમાં આથી જોશ ફેલાયો. અનેક લોકો જેલમાં ગયા. મારું મન પણ જેલમાં જવા તલપાપડ થવા લાગ્યું. આ જ દરમ્યાન શાળા છોડેલા બાળકો માટે તિલક રાષ્ટ્રિય શાળા ખોલવામાં આવી અને એમના અભ્યાસની ગોઠવણ કરવામાં આવી. જેલમાં જવાની મેં બધી તૈયારી કરી નાખી.

હવે મીટિંગોમાં હું જોરશથી ભાષણો કરવા લાગ્યો. લગ્નમાનામાં જ નહિ, પણ ગામડાંઓમાં પણ જઈ હું લોકોમાં ઉશ્કેરાટ પેદા કરવા લાગ્યો. એ દિવસોમાં ભટકતા ફકીરોની જેમ અમે ગામેગામ રખડતા. હિંદમાં ખરું કામ તો ગામડાંઓમાં જ કરવાનું છે. ગામડાંઓમાં કેટલું અજ્ઞાન અને અંધકાર છે? સરકારનો જુલમ પણ વધારે ગામડાંના ગરીબો ઉપર જ છે. ગામડાંઓમાં જો ખરું ચેતન પ્રગટે તો સ્વરાજ લેતાં કેટલી વાર લાગે? હિંદુસ્તાન ગામડાંઓનું જ બનેલું છે. જો ગામડાંઓ આ સમસ્યા સમજે અને આ રહસ્ય ઉકેલે તો પછી બીજું શું જોઈએ?

હોળી આવી અને અમે જૂનાં ગીતો છોડી નવાં સ્વરાજ્યનાં ગીતો લલકારવાનું શરૂ કર્યું. અમારા મોઢામાં તો ઠીક, પણ દરેકે દરેક લત્તામાં, દરેકે દરેક શેરીમાં, નાનાં કે મોટાં સૌના મુખમાંથી એક જ લીટી નીકળતી હતી.

+"સ્વરાજ્ય વહો સેથમેં." ગીત ગાતા ગાતા અમે લાકડાંઓને બદલે વિલાયતી કપડાં ભેગાં કરતા જતા હતા. હોળીને દિવસે અમે મોટી સભા બોલાવી હતી અને ત્યાં વિલાયતી કપડાંઓની હોળી કરી હતી.

જેમ જેમ અગ્નિની જ્વાળાઓ ભભૂકતી હતી તેમ તેમ તેવા જ જોશ અને ગુસ્સાથી મેં મારું ભાષણ શરૂ કર્યું. લોકોને દેશની કંગાલ સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું અને ગામડાંઓમાં સરકાર કેટલો જુલમ અને સિતમ વરસાવે છે તે સ્પષ્ટ રીતે સમજાવ્યું. મારા છેલ્લા શબ્દો આ હતા:—

+" સ્વરાજ્ય લો વેગમાં."

"દરેક હિંદુ મુસલમાન ભાઈ અને બહેનની ફરજ છે કે આ ધર્મ યુદ્ધમાં જોડાઈ બીજું કંઈ ન થઈ શકે તો ઓછામાં ઓછું—રેંટિયો ચલાવે અને ઘરેઘરમાં ખાદી વાપરે. ભારતમાતા દીન વદને તમારા તરફ મીંટ માંડી ઊભી છે. શું તમે તેનાં સંતાનો તમારી શુદ્ધ ભાવનાનો પરચો નહીં આપો? આજે આ વિલાયતી કાપડની હોળી–જ્વલંત અગ્નિદેવ સમક્ષ તમે પ્રતિજ્ઞા લો કે આજ પછી વિલાયતી વસ્ત્રો વાપરશો નહીં અને શુદ્ધ ખાદી સિવાય અન્ય કપડાં પહેરશો નહીં. તમારી પ્રતિજ્ઞાની શરૂઆત આજે અહીં જ કરી દો. જેના માથા ઉપર વિલાયતી ટોપી હોય તે આ હોળીમાં હોમી દે. અને જેના ખીસામાં જે કાંઈ હોય તે સ્વરાજ્ય ફંડમાં આપી દે. જ્યારે ભારતમાતા દુઃખથી પીડાતી પુકારે છે, જ્યારે માતા જંજીરોમાં જકડાયેલી છે ત્યારે આપણને એશ અને આરામ ભોગવવાનો શો હક્ક છે? આપણી બહેનોને ઘરેણાંગાંઠાં પહેરવાનો શો અધિકાર છે? સ્વરાજ્યના ફકીરો તમારી પાસે માતાને ભેટ માટે ભિક્ષા માગતા આવે છે. ઉમેદ રાખું છું કે ખાલી હાથે તેઓ પાછા નહીં ફરે. માતાના ચરણમાં રાતી પાઈ પણ સહર્ષ સ્વીકારવામાં આવશે." ભારત માતાકી જય, વંદેમાતરમ્, અલ્લાહો અકબર, મહાત્મા ગાંધી કી જય! અલી બિરાદરો કી જય! ના નિનાદોથી સભા ગુંજી ઊઠી. હિંદના વીર કેસરીઓની ગર્જના જાણે ભોમમાં વ્યાપ્ત થઈ. વિલાયતી ટોપીઓનો વરસાદ વરસ્યો અને જોતજોતામાં મોટો ઢગલો થયો. રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓ, હાથમાં ગાંધી ટોપી લઈ, ફંડ ઉઘરાવવા લાગ્યા. આ દરમિયાન રાષ્ટ્રીય ગીત ગવાઈ રહ્યું

હતું. જેની ટેક વાળી લીટીમાં કામનો મક્કમ નિર્ણય જાહેર થતો હતો.

*"સ્વરાજ રાજ પહેંજો, વઠણો જરૂર આહે."

ફંડ ઉઘરાવી પાછા ફરતા બાળકોએ અનેક દિલ હચમચાવી મૂકે તેવી વાતો કહી. પણ તે સૌમાં બે અત્યંત કરુણાજનક હતી. એક વિધવા પાસે એક વીંટી જ તેની મૂડી હતી અને તે તેણે ઘણા વર્ષથી જતનથી સાચવી રાખી હતી. એક ગરીબ બાળકને એક પાઈ વાપરવા મળી હતી અને તેણે તે ખરચી નહતી, અને અઠવાડિયા સુધી તેને બીજું કંઈ મળે તેમ નહતું. આ બન્નેએ આ મોંઘી, અમૂલી વસ્તુઓ, માતાની ભીડને વખતે, માતાને ચરણે ધરી દીધી હતી. આ વાત આપવાવાળાંઓએ કહી નહતી પણ પાસે બેઠેલામાંથી કોઈએ ફંડ ઉઘરાવનારા વિદ્યાર્થીઓને કરી હતી.

હું ફરી ઊભો થયો અને પાંચ સાત મિનિટ એક સુંદર હૃદયદ્રાવક ભાષણ કર્યું. માણસો સભાઓમાં કેટલી ય વાર સુધી બેસતા અને ભાષણો સાંભળતાં કંટાળતા નહીં. મેં તેઓને પેલી વીંટી અને પાઈની કહાણી કહી સંભળાવી અને એવી ઇચ્છા જાહેર કરી કેઃ—

"આ વીંટી અને આ પાઈનું લિલાઉ જાહેર કરું છું. મને આશા છે કે તમારા ગજવામાં જે પણ હતું તે તમે ખાલી કરી દીધું જ હશે છતાં આના પૈસા ખુશીથી કાલે આપજો." અને લિલાઉમાં વીંટી દોઢસો રૂપિયે ગઈ અને પાઈ

---

*"સ્વરાજ્ય-રાજ આપણું જરૂર લેવું છે જ."

બસો રૂપિયે ઊપડી ગઈ. એટલો ઉત્સાહ અને જોશ હતો લોકોનો તે દિવસે.

પણ અમનેવધારે વાર બહાર રહેવા દેવાનું અંગ્રેજ સરકારને રુચતું નહતું—ને તેથી બીજે જ દિવસે પોલિસ પણ વૉરંટ લઈને આવી ચઢી. મારા ઘરમાં બધાં જ ગભરાટમાં પડ્યાં. ફક્ત સુંદરી જ સ્વસ્થચિત્ત હતી. જો કે એને પણ થોડો દુઃખનો દેખાવ કરવો પડ્યો ખરો.

કેસ પણ તે જ દિવસે ચાલ્યો અને મારા ઉપર ક્રિમિનલ પ્રોસીજર કોડની ૧૦૮ મી કલમ લાગુ પાડવામાં આવી. સી. આઈ. ડી. વાળાની સાક્ષી ચાલી તેનું વર્ણન ન જ કરું એ ઠીક છે. મારે તો સરકાર સાથે અસહકાર હતો એટલે જુબાની આપવાની મેં ના પાડી. કેસ તેજ દિવસે ખલાસ થયો અને મને સજા મળી—૫૦૦ રૂ. દંડ અથવા એક સાલની સાદી કેદ.

તેજ રાત્રે મને સક્કર જેલમાં લઈ ગયા. સ્ટેશન ઉપર માણસોની ગિરદીનો પાર નહતો. કેટલાક લોકો હારતોરા લઈને આવ્યા હતા, તો કોઈ મિઠાઈઓ લઈને આવ્યા હતા. પણ આમાંથી બે ભેટો વિસરાઈ નથી. એક તો માએ મારા ગળા આસપાસ વીંટેલો હાથોનો હાર અને બીજું સુંદરીનાં નેત્રોનાં આંસુનાં ફૂલ.

મેં ગદ્દગદ્દ થઈ બધાંને વિનંતિ કરી 'કોઈ પણ સંજોગોમાં મારો દંડ ભરશો નહીં અને સરકારી તિજોરી ભરશો નહીં. આપણે જ્યારે આવી અનેક મુસીબતોને આપણા શણગાર તરીકે ગણતા થઈશું ત્યારે જ માતાની આઝાદી

નજદીક લાવી શકીશું. તમને કદાચ લાગતું હશે કે દંડ ભરીને મને છોડાવ્યાથી હું તમારી વચમાં સુખી દિવસો નિર્ગમન કરી શકીશ પણ યાદ રાખજો કે દંડ ભર્યાથી મારા દિલને ભારે આઘાત થશે. અને એવી રીતે બહાર આવી હું સુખે રહી ન જ શકું. વળી હું તો તરત જ જેલના દરવાજાને તાકીશ; કારણ જેલ જ આપણને આઝાદી આપી—અપાવી શકશે. તેથી હું તમને હાથ જોડી વિનંતિ કરું છું અને મને આશા છે કે મારી આ વિનંતિ તમે અસ્વીકારશો નહીં.'

જેલ જીવનના કયા કયા અનુભવો વર્ણન કરી બતાવું? અમારા ભાઈઓનાં દુઃખ તથા કષ્ટોનું વર્ણન કેવી રીતે કરું?

જેલના અનુભવો લખતાં તો એક નવું ને મોટું પુસ્તક ભરાય. છતાં એ સારું હતું કે મને સાદી કેદ જ મળી હતી. પણ જેમને સખ્ત કેદની સજા મળી હતી અને ખાસ કરીને જેઓ વિસાપુર જેલમાં હતા તેમણે જે જે યાતનાઓ સહન કરી છે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે—વાહ વાહ ઘટે છે.

# પ્રકરણ ૮ મું

બાર માસ પછી જ્યારે હું જેલ બહાર નીકળ્યો ત્યારે મને દુનિયા કંઈક નિરાળી જ લાગી. નવા રસ્તાઓ, નવાં મકાનો—બધું જ જાણે નવું નવું. બાર મહિના સુધી જેલની ચાર દીવાલો જોઈ જોઈને આ ખુલ્લા રસ્તા અને મેદાનો નીરખી મને અંધારાં આવવા લાગ્યાં. માણસો પણ જાણે નવાં લાગતાં હતાં. કોણ જાણે તેમને મન હું પણ કદાચ નવો નવો લાગતો હોઈશ. હું જે મળે તેની સાથે વાતો કરવાનો પ્રયત્ન કરતો, કારણ જેલમાં જઈ હું અભિમાની થઈ ગયો છું તેમ કોઈને ન લાગે. પણ જ્યારે મને લાગ્યું કે બધા મારી સાથે અગાઉની જેમ વર્તતા નથી ત્યારે મારા દિલને ઠેસ લાગી.

રે દુનિયા! આટલા વખતમાં બધા મને ભૂલી ગયા! દેશની હિલચાલમાં પણ મંદતા આવી હતી. મહાત્મા ગાંધી

જેલમાં હતા, અને તેમના સાથીઓ દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરુ, લાલા લજપતરાય અને પંડિત મદનમોહન માલવીયાજી એ વિચારતા હતા કે કાઉન્સીલ અને એસેમ્બલીમાં જઈ સરકાર સાથે કાયદેસર લડત ચલાવવી.

મારા મોટાભાઈ બી. એ. પાસ થઈ ગયા હતા, અને તેમને કરાંચીમાં નોકરી મળી હતી, અને તેથી બેવડા ખર્ચ-માંથી બચવા બધાંને લઈ તેમણે કરાંચીમાં જ ઘર માંડ્યું. હું પણ સીધો કરાંચી ગયો.

જેલમાંથી નીકળ્યા પછી થોડા દિવસો તો આનંદમાં વીત્યા. પછી મુંઝાવા લાગ્યો: મારે કરવું શું? અને જવું ક્યાં? મને વિચાર આવ્યો ગાંધીજીની ગુજરાત વિદ્યાપીઠમાં ભણવા જાઉં, પણ એક બે સિંધી મિત્રો જે ત્યાં હતા તે પાછા ફર્યા હતા, એટલે ત્યાં જવાનું મન ન થયું. બીજો કોઈ રસ્તો ન સૂઝવાથી અને મોટાભાઈની ઈચ્છાને માન આપવું યોગ્ય ધારી મેટ્રિકની પરીક્ષા પાસ કરી કોલેજમાં દાખલ થયો.

૧૯૨૩ ના આખરમાં ગાંધીજી જેલમાં જ સખત બીમાર પડ્યા. આખા દેશમાં તેમને બિન શરતે મુક્તિ અપાવવા જોશભેર હિલચાલ શરૂ થઈ.

કોલેજના વિદ્યાર્થીઓ આવે ટાણે શેના છાના રહે? બધા આ અવાજમાં સામેલ થયા અને અમે કોલેજમાં એક દિવસની હડતાળ પાડી.

મોટાભાઈને ખાત્રી જ હતી કે આ હડતાળમાં મારો મોટો ભાગ હોવો જોઈએ અને તેથી મને તેમણે ખૂબ

ટપકો આપ્યો. કહેઃ "જો તારે ભણવું જ હોય તો સીધે સીધો ભણ. આવાં કામ નહીં કર."

મેં કહ્યુંઃ "પણ કંઈ ખોટું તો કરતો નથી. મારા જેવા અનેક વિદ્યાર્થીઓએ આમાં ભાગ લીધો છે."

"બીજા વિદ્યાર્થીઓ પડે ચૂલામાં, પણ હું તો આવાં કામ કરવા નહીં દઉં." તે બોલ્યા.

મેં હિંમતથી જવાબ દીધો, "માફ કરજો...આવાં કામમાં ભાગ લીધા વિના મારાથી નહીં રહેવાય."

તેમણે ગુસ્સામાં કહ્યુંઃ "તો આ ઘરમાં પણ તારાથી નહીં રહેવાય."

મેં પણ જોશમાં ને જોશમાં કહી દીધુંઃ "હું ખુશીથી આ ઘર છોડવા તૈયાર છું."

"હિસાબ કિતાબ વગર ચાલી જવાશે કે? અને પહેલાં તો તારે મારી પાઈએ પાઈ ચૂકવવી પડશે. તારા ઉપર આજ દિવસ સુધી મેં જે જે ખર્ચ કર્યું છે તે કંઈ મફત નથી કર્યું. તેં આજ દિન સુધી કંઈ પણ મદદ કરી છે?"

મને પિતાની મૂડીમાંથી મારો ભાગ મળવો જોઈએ એ વાત તો જુદી રહી, આ તો ઊલટું મારા ઉપર જ કરજ કાઢયું, અને વળી ઉમેર્યુંઃ "તારી બૈરીને પણ સાથે જ લઈ જવી પડશે એ યાદ રાખજે."

મેં સંપૂર્ણ શાંતિથી જવાબ આપ્યો, "એ બધું હું બરોબર સમજું છું, સમજી ગયો છું. બસ મારે હવે વધારે

કંઈ કહેવાનું નથી. હું આજે જ ચાલ્યો જઈશ. હવે વધારે તકલીફ તમને આપવા માગતો નથી."

સ્નેહાળ માતાએ મને ઘણું સમજાવ્યું કે ભાઈઓમાં આવી ગરમાગરમી તો ઘણી વાર થાય.

"કડવા હોય લીમડા, શીતળ તેની છાંય,
લડકણા હોય બાંધવા, તોય પોતાની બાંય."

"તું હવે માની જા." પણ મેં માત્ર એટલું જ કહ્યું "બા તું અમને તારા આશિષ આપ. અમે તારાં બાળકો જ છીએ. તારી સેવા કરી શકીએ તેવા થવા દે. તું અમને ભૂલીશ નહીં. ગરીબ હઈશું તો પણ તારી સેવા કરવા સર્વદા તત્પર રહીશું. તું બેફિકર રહેજે મા."

કૉલેજ છોડી નોકરીની તલાશમાં નીકળ્યો. એક ગૃહસ્થની મદદથી મને હૈદરાબાદની ગુરુદાસ હિન્દુ સ્કૂલમાં શિક્ષકની નોકરી મળી. હૈદરાબાદ ગયો. હૈદરાબાદ મારે માટે નવું હતું અને નવી જિંદગીની શરૂઆત કરવાની હતી એટલે મુશ્કેલીઓ તો પડી પણ આખરે ઠરી ઠામ થયા.

ઘણા વખત પછી, એક દિવસ એકાએક કમળા પોતાની સખીઓ સાથે મારે ઘેર આવી ચડી. તેને જોઈ હું તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. તેની સાથે ઘણી ઘણી વાતો કરવાનું, ખબર નહીં કેમ, મને મન થયું. પણ એટલી બધી શરમ લાગી કે મોઢામાંથી એક પણ શબ્દ ન નીકળ્યો. ઉતાવળે ઉતાવળે મેં સુંદરીને કહ્યું:—

"આ કમળા, જેની મેં તને ઘણી ય વાર વાતો કરી છે."

આટલું કહી હું અંદરના ઓરડામાં જવા લાગ્યો ત્યાં તો કમળાએ મને બોલાવી કહ્યું:—

"કેમ, હવે ઓળખતા પણ નથી કે શું ?"

મેં જવાબ આપ્યો, "વાહ ! તમને ન ઓળખું તો બીજા કોને ઓળખું ? તમે જ કમળાને ?"

તે બોલી, "જી, આ મારી સખી રત્ના છે. અમે અહીં એક નારી સભા ખોલી છે અને તે માટે તમારી પાસેથી ફાળો ઉઘરાવવા આવ્યાં છીએ."

મારી તે વખતે કેવી ગરીબ સ્થિતિ હતી તે તો તમે જાણો છો. જુદા થતી વખતે મેં મોટાભાઈ પાસેથી એક પાઈ પણ માગી ન હતી. તેમ તેમણે પણ કંઈ આપવાની ઇચ્છા પ્રગટ કરી ન હતી.

આવા પ્રસંગે આપણે કેવા ખોટા દેખાવ કરવા માટે વ્યગ્ર રહીએ છીએ ? પણ મને તો જુદો જ વિચાર આવ્યો. કમળા પોતે મારે ઘેર આવી છે તેને કેમ નિરાશ કરાય ?

મેં કહ્યું, "તમે કહો તે આપવા તૈયાર છું. કહો તે આપું."

જ્યારે બધો બોજો તેના ઉપર જ નાખ્યો ત્યારે તેણે માત્ર અઢી રૂપિયા જ માગ્યા. કદાચ તે જાણી ગઈ હશે કે મારી પહેલાંના જેવી સારી સ્થિતિ રહી નથી અને હું એક સાધારણ શિક્ષક જ છું. સુંદરીને મેં ઇશારો કર્યો અને તે અઢી રૂપિયા લેવા ઘરમાં ગઈ.

તે દરમિયાન મેં ખબર અંતર પૂછવાનું શરૂ કર્યું. પણ તે જવાબ આપતાં ખચકાતી હોય તેમ લાગ્યું. સુંદરીએ

રૂપિયા આપ્યા કે તે જવા લાગી. સુંદરીએ તેને ચા પાણી લીધા વગર જવા દેવાની ના પાડી; પણ કદાચ તેઓ ઉતાવળમાં હશે એટલે ચાલ્યાં ગયાં.

ત્યાર પછી તો તે ઘણી વાર પોતાની સાહેલીઓ સાથે અમારે ત્યાં આવતી. હું ઘરમાં હોઉં તો તેઓ ઘણીવાર તરત જ પાછાં ચાલ્યાં જાય અને હું કોઈક વાર ન હોઉં તો સુંદરી સાથે છૂટથી વાતો કરે. આ સમાચાર મને સુંદરીને મોઢેથી મળ્યા.

કમળા બિચારી વિધવા થઈ હતી. તેના દિયરની નોકરી હૈદરાબાદમાં હતી એટલે તેઓનું આખું કુટુંબ હૈદરાબાદમાં હતું. વિધવા થઈ ત્યારથી તેને ઘરમાં ઘણું દુઃખ હતું. દેરાણી જેઠાણીનાં મહેણાંટૂણાં—બધું જ તેને સહન કરવું પડતું. પણ સાસુ તેના ઉપર માયા રાખતી અને તેથી જ જાણે તે જીવતી હતી. તેનું દુઃખ હળવું થાય તે ઇરાદાથી તેની સાસુએ તેને નારી સભાનું કામ કરવાની છૂટ આપી હતી.

એક દિવસ ગેલેરીમાં હું એકલો જ બેઠો હતો કે તે આવી. અમે એક બીજાને આગળની વાતો યાદ દેવરાવી. તેના ભરાયેલા હૈયાના દરવાજા જાણે ખૂલ્યા. અને તેણે તેના ઉપર ગુજરતા અન્યાય ને સિતમની કહાણી અશ્રુભીના મુખે કહી સંભળાવી. મારું મન ભરાઈ આવ્યું. મને લાગ્યું: હું પણ દુઃખથી દાઝેલ છું. મને પણ મારું મન ખોલવાની તક મળી. તેથી જે વાતો હું સુંદરીને કહેતાં ખચકાતો હતો તે તેને કહેતાં મને કંઈ વાંધો લાગ્યો નહીં.

ત્યાર પછી તો તે ઘણી વાર એકલી આવતી. સુંદરીનાં પણ તેની સાથે બહેનપણાં બંધાયાં હતાં. અમે ત્રણ મળી અમારાં હૃદયની વાતો કરતાં. સુંદરી કામમાં હોય ત્યારે અમને બન્નેને એકલાં વાતો કરવાની ઠીક ઠીક તક મળતી. એક દિવસ તે કહી ગઈ કે કાલે આવીશ. તેથી તે આવશે એમ ધારી હું આખો દિવસ ઘેર જ રહ્યો. પણ તે ન આવી અને હું રોજ રાહ જોતો છતાં તેણે મોઢું દેખાડયું નહીં.

મને ચિંતા થવા લાગી. સુંદરીને કહ્યું, "કમળા કેમ આવતી નથી?"

મારા સુખદુઃખની સાથી ગણીને મેં તેને પૂછ્યું હતું અને તેણે પણ આદર્શ પત્નીની જેમ આ માટે હમદર્દી બતાવી.

થોડા વખત પછી એક દિવસ સુંદરીએ મને કહ્યું કે કમળાના ઘરમાં તેના પાડોશીઓએ તથા કુટુંબીઓએ જઈને વાત કરી છે કે તે રોજ રોજ તમારી પાસે આવે છે. તેને મરદો પાસે જવાનું કંઈ કામ? અને તેથી સાસુએ તેને ઘરમાંથી બહાર પગ દેવાની સખત મના કરી છે...... બિચારી કમળા!

હું હવે ઘરમાં બહુ વખત રહેતો નહીં. ક્યાંય ગમતું નહતું કારણ કે......અલબત્ત તમો તે જાણો છો. એક ચાંદની રાતે હું ફરવા નીકળ્યો. એકાએક મારા એક મિત્રને ત્યાં જવાની ઇચ્છા થઈ. હું એ શેરીમાં ગયો તો ખરો પણ નાકા ઉપર જ અટકી ગયો. તેજ શેરીમાં કમળા પણ રહે છે એટલે મનમાં એમ કે કદાચ તેનાં પણ દર્શન થાય. હું

જાણુતો હતો કે કોઈ કોઈ વાર કમળા મારા મિત્રને ત્યાં પણ જાય છે. કદાચ એટલા માટે જ હું અટક્યો. નકામી બદનામી શા માટે મોલ લેવી?

જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે સુંદરીએ એક ચિઠ્ઠી મારા હાથમાં મૂકી. તેમાં લખ્યું હતું:—

પ્યારી બ્હેન સુંદરી,

ઘણા દિવસો થયાં હું શ્યામને મળી શકી નથી. તે દિવસે હું છાનીમાની આવી હતી. પણ શ્યામ ઘેર ન હતા. તેમને મારો સંદેશો જરૂર આપ્યો હશે, છતાં તે મળવા કેમ ન આવ્યા? એજ સમજણ પડતી નથી. પણ એક જરૂરી કામ છે. આજે હું પ્રેમીને ઘેર જવાની છું. ત્યાં આઠ સાડા આઠ સુધી તેની રાહ જોઈશ. ગમે તેમ કરીને તેને ત્યાં મોકલજો. તમને આટલી તકલીફ આપું છું માટે હું ક્ષમા માગું છું. કૃપા કરીને મારું આટલું કામ જરૂર કરશો.

લી.

તમારી બ્હેન કમળા.

તેજ ઘર અને તેજ શેરીમાં લગભગ સવા આઠ વાગે મને જવાનું મન થયું હતું. હું મારી જાતને દોષ દેવા લાગ્યો કે જ્યારે પ્રેરણા થઈ ત્યારે તેને મેં શા માટે રોકી?

પણ સુંદરીએ એ સંદેશો મને કેમ ન આપ્યો? અને જ્યારે ઘેર મોડો પાછો ફર્યો ત્યારે જ શા માટે આપ્યો?

સુંદરી મારી નિંદા સાંભળી શકતી નહતી. એવા પણ દિવસો ગયેલા જ્યારે તે પોતે જઈને કમળાને અમારે ત્યાં

તેડી લાવી હતી. પણ હવે તો ભૂલમાં પણ હું તેનું નામ દેતો તો તેને તે ગમતું નહીં. જો કે તેણે કોઈ દિવસ કમળા તરફ તિરસ્કાર દાખવ્યો નહતો છતાં હાલના વલણથી સ્પષ્ટ દેખાતું હતું કે તેને કમળાની કંઈ પણ વાત કરવી ગમતી નહતી. અને તેથી જ મેં તેને ચિઠ્ઠી વિષે વધારે કંઈ પૂછ્યું નહીં તેમજ તેના વિષે પણ વાત કરી નહીં.

# પ્રકરણ ૯ મું

સુંદરી ટાઈફોઈડમાં સપડાઈ ગઈ. બે ચાર દિવસ તો મને તેણે કંઈ જાણવા દીધું નહીં. ઢીલી ઢીલી લાગતી કે મોં પડી ગયેલું લાગતું તો હું પૂછતો ત્યારે તે એકાએક સ્ફૂર્તિમાં આવી જતી અને ચહેરાનો રંગ એવો તો બદલી નાખતી કે જાણે કંઈ જ નથી અને મને ખબર પડી નહીં. પણ સૂર્યની આડે ઢાંકણી તે દેવાય? પાંચમે દિવસે જ્યારે હું સાંજે ઘેર આવ્યો ત્યારે તેને સૂતી જોઈ.

ઘરમાં દાખલ થવાનો અવાજ સાંભળતાં જ તે પથારી-માંથી ઊભી થઈ ગઈ અને બોલીઃ—

"જમવાનું લાવું છું."

પણ આજે તો માંદગી છૂપી રહી શકી નહીં. તેનો હાથ હાથમાં લેતાં હું તરત જ સમજી ગયો ને બોલ્યોઃ "તને તાવ આવ્યો છે ને તેં મને કંઈ કહ્યું પણ નહીં."

તે બોલી, "જરાક જેટલો તાવ આવ્યો એમાં તે શી મોટી આફત આવી પડી? તાવ તો એવા આવ્યા જ કરે. તાવનો વિચાર કરી પડયાં રહીએ તો કામ કેમ ચાલે?"

હું ચિડાયો, "જેવો તેવો તાવ હોય તો તો ઠીક, પણ આ એવો તાવ છે કે જેની દરકાર ન રાખવી! તું આટલી ધગે છે છતાં યે કહેતી નથી! આવી તે ચોરી કરાય?......"

સુંદરી એક શબ્દ બોલી શકી નહીં. તે ખાટલામાં પડી. થરમોમીટરથી જોયું તો તાવ ૧૦૫° ડીગ્રી. મારો તો શ્વાસ જ ઊડી ગયો. હવે શું કરું? અને ત્યાં અણધારી કમળા આવી ચઢી. હજી તો એક મુઝવણમાંથી મુક્ત પણ થયો નહતો ત્યાં આ બીજી આવી ચઢી. પણ મને વખત ક્યાં હતો અને મારું મન પણ ક્યાં ઠેકાણે હતું કે કમળાને તેના આવવા વિશે બીજી કંઈ વાત પૂછી શકું. મેં તેને વિનંતિ કરીઃ—

"તું કૃપા કરીને સુંદરીનું ધ્યાન રાખીશ? હું હમણાં જ દાકતરને બોલાવી લાવું છું."

તે ના પાડી શકી નહીં. થોડું મૂંઝાઈ ખરી પણ મારી મુઝવણ તેનાં કરતાં વધારે હતી. તે મંદસ્વરે અચકાતાં અચકાતાં બોલીઃ—

"ઠીક......ત્યારે......જલદી આવજો."

હું દાકતરને તેડી લાવ્યો; પણ તે ખોટી ન થઈ. બોલી, "હું જાઉં છું. બહુ મોડું થઈ ગયું. જાઉં?" મને પણ

કંઈ બીજું બોલવાનું સૂઝયું નહીં અને તેને વધારે વાર રોકવા પણ હું અચકાયો એટલે તેને ધન્યવાદ આપ્યો ને તે ચાલી ગઈ.

ડાક્તરે કહ્યું, "તાવ આજનો નથી" અને તે વાત ખરી હતી. સુંદરીએ કામના બોજામાં ઊંકારો એ કર્યો નહતો. અને મેં પણ રાખવી જોઈએ તેટલી કાળજી રાખી ન હતી. પરિણામે એ આવ્યું કે તે સખત માંદી પડી. દિવસે દિવસે તે ક્ષીણ થવા લાગી.

જ્યારે માને કરાંચીમાં આ ખબર પડ્યા ત્યારે તે પોતાની મેળે જ અમારે ત્યાં આવી.

માના હૃદયનું—તેના સ્નેહનું વર્ણન કરી શકાય? તે તો અનુભવની વાત હોય છે. માએ આવતાંવેંત જ ઘરનું બધું કામ ઊપાડી લીધું. મેં ઘણું કહ્યું: "મા તું આટલી બધી હેરાન થા મા ને!" પણ તે માને તેમ હતી?

તે બોલી, "તું આવા કામમાં ન સમજે બેટા. અને આવે વખતે હું જ કામ ન આવું તો કોણ કામ આવવાનું હતું?"

મારા મિત્રો તેમજ તેનાં મિત્રો સુંદરીને જોવા આવતાં. એક વખતે કમળા આવી ત્યારે મા પાસે કામ કરવાની માગણી કરી. મા બહુ જ રાજી થઈ અને તેની માગણી કબુલ કરવા જતી હતી પણ મારા ઇશારાથી સમજી ગઈ અને તેથી તેનો આભાર માની બોલી:

"ના બેટા! હું ક્યાં નથી? તું ક્યાં પારકી છે?

જ્યારે જરૂર હશે ત્યારે તને ક્યાં બોલાવતાં નથી આવડતું? તારું ઘર કયાં દૂર છે?"

આમ તેનું મન રાખ્યું ને વાત ટાળી.

એક દિવસ ઓચિંતા જ સુંદરીએ કહ્યું "મારે કમળાને મળવું છે."

કમળાની એક સાહેલીએ તેને નહીં પણ માને કહ્યું, "કમળા પોતાની મા પાસે કરાંચી ગઈ છે. અહીં રહેવું તેને માટે અશક્ય થઈ પડ્યું હતું. તે દિવસે જ્યારે તે તમારે ઘેર આવી હતી અને જ્યારે તે વાત તેની દેરાણીને ખબર પડી ત્યારે તેણે તેને ખૂબ ધમકાવી હતી. તેણે ઘણો યે બચાવ કર્યો કે તે તો સુંદરીની ખબર કાઢવા ગઈ હતી, પણ તેઓએ તેનું માન્યું નહીં અને તેને આડે હાથે લેતાં કહ્યું: 'હા, હા. તારે ને સુંદરીને ગજબની ઓળખાણ! તારાં બધાંય બહાનાં અમે સમજીએ છીએ...' અને એવાં એવાં મહેણાંટોણાં માર્યાં કે તેને લાગ્યું કે હવે તેનાથી સાસરે રહી શકાશે જ નહીં; તેથી તે રજા મેળવી કાલે કરાંચી ચાલી ગઈ છે."

અલબત સુંદરીને તો તેણે આશ્વાસન આપી કહ્યું, "હું તેને કાલે મારી સાથે તેડી લાવીશ."

ભલા બીમાર માણસને દુ:ખ પહોંચાડે તેવી વાત કેમ કરી શકાય!

મનુષ્ય જે કંઈ કરી શકે તે બધું અમે કરી છૂટ્યા. પણ સુંદરીને કોઈ ઉપાય લાગુ પડ્યો નહીં. અનેક ઉપચારો

અજમાવી જોયા પણ સુંદરી બિછાને પડીને ઊભી થઈ શકી જ નહીં.

બહાર રાત ઘનઘોર હતી. તારાઓનો પ્રકાશ વાદળાંઓથી સંપૂર્ણ ઢંકાઈ ગયો હતો. વાદળાં એક બીજા સાથે અથડાઈ તુમુલ યુદ્ધ કરતાં હતાં અને પ્રચંડ ગર્જન કરતાં હતાં. પણ તેમને શું ખબર કે તેમની ગર્જના જે સાધારણ રીતે સૌને આનંદ આપે છે, તે અમને તો ખૂબ ભયાનક લાગતી હતી !

સુંદરીનો શ્વાસ જોરથી ચાલતો હતો. હું તેના માથા ઉપર બરફ મૂકી રહ્યો હતો. મા મીઠે હલકે 'પોથી' વાંચી રહી હતી. દાકતરે સુંદરીને ઈન્જેક્શન આપ્યું. અને તેની શી અસર થાય છે તે તપાસવામાં મશગુલ બન્યા. અમે સૌ તેને ઘેરીને ચિંતામાં ડૂબેલા બેઠા હતા.

વાદળોનાં તોફાન શમી ગયાં હતાં. ચારે કોર સુમસામ હતું.

સુંદરીના શ્વાસનો અવાજ પણ ઝીણો અને ધીમો થતો ગયો.

વળી ઓચિંતું વરસાદનું ઝાપટું આવ્યું. સુંદરીનો શ્વાસ વળી જોરથી ચાલવા લાગ્યો. અમે એકી ટસે તેના મોઢા સામું જોઈ રહ્યા. માએ ફરીવાર 'પોથી' વાંચવી શરૂ કરી. દાકતરનો હાથ તેની નાડ ઉપર હતો.

પ્રભાત પોતાની પાંખ પ્રસારતું હતું. વરસાદ બંધ થઈ ગયો હતો. તેની સાથે જ જાણે સુંદરીનો શ્વાસ...... દાકતરે નાડી ઉપરથી હાથ લઈ લીધો. માએ 'પોથી'નો

પાદ બંધ કર્યો. મેં બરફની કોથળી ફેંકી દીધી. ચોતરફ શાંતિ પ્રસરી રહી. સુંદરીનો આત્મા પણ શાંતિમાં વિલીન થઈ ગયો.

અમે લગ્નને દિવસે જ, પહેલવહેલાં એક બીજાને જોયાં હતાં અને એજ રાતે એક બીજાને ઓળખતાં થયાં હતાં. ધીરે ધીરે અમારી પ્રીતિ ગાઢ થઈ હતી. એક બીજાના દુઃખમાં સાથ દીધો હતો, ઘણીય વાર એક બીજાના સુખમાં આનંદ માણ્યો હતો. રિસાયાં હતાં અને મનાયાં હતાં. કોઈવાર કટુ વચનો પણ બોલ્યાં હતાં અને એક બીજાના ગુણો પણ ગાયા હતા. આજે એજ સુંદરી મારાથી વિખૂટી પડી હતી !

ભલા યમરાજને કોઈની લાજ, શરમ કે પરવા છે કે એ કોઈ તરફ પક્ષપાત દાખવે ? વૃદ્ધોની વાત એક બાજુ રાખીએ, પણ નાનું બાળક હોય કે નવજવાન હોય અને દુનિયાને તેની ગમે તેટલી ખપ હોય અથવા તેની ગમે તેવી ઉપયોગિતા હોય, છતાં યમરાજની ઇચ્છા થતાં પળવારમાં તે તેને ઝડપી લે છે. વાહ યમરાજ તારો રોફ ! વાહ તારું રહસ્ય !!

પણ ના, તમે તેને પૂછો કે જેને આજે માંડ માંડ રોટીનો ટુકડો મળ્યો છે અને કાલે મળશે કે નહીં તેની યે તેને ખબર નથી—એને પૂછો જે માંદગીનાં કષ્ટો સહન કરી કરી હાડપિંજર જેવો થઈ ગયો છે—એને પૂછો જેની આબરૂ ધૂળધાણી થઈ ગઈ છે અને તેનામાં ઊભા થવાની જરાયે શકયતા નથી—મતલબ કે એને પૂછો કે જેને જીવન મૃત્યુ

સમ છે......મૃત્યુ તેમને મન હાશ છે—છુટકારો છે—આઝાદી છે. મોત એવા સંજોગોમાં કોઈ કોઈવાર આવતું હશે તો અત્યંત મંદ ગતિએ—પણ દ્રુત ગતિએ તે એવાને માટે આવતું નથી. વાહરે યમરાજ તારી શાન! તારું માન!!

મારે રજા લઈ લારખાના જવું પડયું અને ત્યાં જ અમારાં બીજાં સગાં સંબંધીઓ કરાંચીથી ઉઠામણા માટે આવીને ભેગાં થયાં હતાં. મેં માને કહ્યું—ઘણુંયે કહ્યું: મા આ જૂના રીત રિવાજો આપણે કાં ન છોડીએ? આ બધી ક્રિયાઓ માટે ગામ જવાની શી જરૂરત છે? આટલાં બધાં સગાં સંબંધિઓને અગવડ આપવાની શી જરૂર? પણ તે મારી સાથે વધારે વાદવિવાદમાં ઊતરી નહીં, માત્ર એટલું જ બોલી: "જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તો તમે મારા કહેવા પ્રમાણે કરો ને ચાલો. પછી તમને જે ફાવે તે કરજો."

માની આવી ઇચ્છા સામે દલીલ કરવી મને વાજબી લાગી નહીં. તેથી આખરે લારખાને જવું પડયું. પણ તે દિવસોમાં ૧૯૨૮ના અરસામાં સિંધમાં કોલેરા ફાટી નીકળ્યો અને ઘણાં માણસો નષ્ટ થયાં. અમે પણ તરત જ કરાંચી નાઠા. પણ જે થવાનું હોય તે કેમ મિથ્યા થાય? મોટાભાઈ કોલેરામાં સપડાયા. કેટલાયે પ્રયાસો કર્યા છતાં બેઠા ન થયા તે ન જ થયા.

તેમની સારવારમાં રહેવા માટે મારે નિશાળમાંથી રાજીનામું આપવું પડયું; તેથી હવે હૈદરાબાદમાં જવું નિરર્થક જાણી કરાંચીમાં નોકરી ગોતવાનું શરૂ કર્યું. કરાંચીમાં

બાળકો માટે મોંટેસરીની પદ્ધતિથી ચાલતી એક શાળા શરૂ થઈ હતી. મને ત્યાં શિક્ષકની જગ્યા મળી ગઈ.

થોડા વખત પછી અમારા ઘરમાં મિલકત સબંધી ઝઘડો ઊભો થયો. તે વાતથી હું દૂર રહેવા માગતો હતો. મને આવા ઝગડામાં હાથ નાખવો ગમતું નહીં. મને મારા પગારથી સંતોષ હતો અને ઘરનો ચરખો તેથી બરોબર ચાલી શકતો હતો. કદાચ તમને આશ્ચર્ય થાય ને આ વાત ન માનવાનું પણ મન થાય, પણ ખરું કહું છું. ધરમદાસ (મારો નાનો ભાઈ ધમ્મો) ને આખી મિલકત મળી તો યે મને તે વિશે જરા યે લાગ્યું નહીં.

આ કજિયામાંથી છૂટવા અને સાથે સાથે સેવા કરવાની તક મળે એ દૃષ્ટિએ ગરમીની લાંબી રજાનો મેં નવાબશાહ ડિસ્ટ્રીકટમાં રેલ સંકટ નિવારણના કાર્યમાં ઉપયોગ કર્યો.

તે વરસે ૧૯૨૯ માં સિંધમાં ગજબનાક રેલ આવી હતી. પાકના પાક સફાચટ થઈ ગયા હતા. કેટલાંય ગામડાંનાં ગામડાં તણાઈ ગયાં હતાં. બિચારાં ગરીબ લોકો પાયમાલ થઈ ગયાં હતાં. ઘણે સ્થળે તો અમારે એક જગ્યાએથી બીજી જગ્યાએ હોડીમાં બેસી જવું પડતું હતું.

વેરાનમાં—જંગલોમાં જ્યારે ઊંટ ઉપર બેસી હું એકલો મુસાફરી કરતો ત્યારે કોણ જાણે કેમ બધી જૂની જૂની વાતો સાંભરી આવતી. જૂના મિત્રો યાદ આવતા...મને થતું આ બધી જૂની વાતો પેલા મિત્રોને પણ યાદ આવતી હશે કે? એ દૂર દૂરના સાથીઓ મને સંભારતા હશે કે નહીં? પણ

મારાથી તો એ જૂના સાથીઓ અને પેલી વાતો યત્ન કરતાં પણ ભૂલાતી ન હતી.

આ પ્રમાણે રખડતાં રખડતાં ધમ્માને મેં મારા વિચારો સ્પષ્ટ સ્પષ્ટ લખી દીધા અને તેથી જ્યારે હું મારું કામ પૂરું કરી પાછો ફર્યો ત્યારે તેની સાથે મારે વધારે માથાકૂટ કરવી પડી નહીં. અથવા એમ કહું કે તેને મારી સાથે મિલકત સબંધે કંઈ પણ પંચાતમાં ઊતરવું પડ્યું નહીં.

# પ્રકરણ ૧૦ મું

મારી નાની શી જિંદગીમાં મને ચિત્ર વિચિત્ર અનુભવો થયા છે—એમાં તો કંઈ શંકા નથી. ભલા કયો અનુભવ બાકી રહ્યો છે? મારાં પ્યારામાં પ્યારાંનાં અવસાનો જોયાં, કોલેરા જેવો ભયંકર રોગ જોયો, અતિ વિનાશક રેલ જોઈ, શ્રીમંતાઈ જોઈ અને ગરીબાઈ પણ જોઈ. યશની ટોચ પણ અનુભવી, અને નિંદાની ચોટ પણ ચાખી. બધુંય જોયું. હવે બાકી શું જોવાનું રહ્યું?

હવે મારે માટે પણ જાણે રાત્રિ ગઈ હતી, અને સવાર પડી હતી, અને જીવનમાં અજવાળું, ઉલ્લાસ દૃષ્ટિગોચર થતાં હતાં. હું જ્યારે બાળકો સાથે રમતો અને તેમની મીઠી મીઠી, કાલી કાલી બોલી સાંભળતો ત્યારે મારા અણુ અણુમાં આનંદ પ્રસરી રહેતો. બાળકની સોબતમાં કેટલો આનંદ, કેટલી મઝા પડે છે? એક દિવસ મને બરોબર યાદ છે. હું

રસ્તે જતો હતો ત્યાં અમારી શાળામાં ભણતી એક બાળકી સુશીલા પોતાના ઘરનાં બારણાં આગળ ઊભી રડતી હતી. મેં જોયું કે તેનાં ભાઈ અને બહેન તેને મનાવવાનો ખૂબ પ્રયત્ન કરતાં હતાં છતાં તે છાની રહેતી ન હતી. જ્યારે હું પાસે આવ્યો ત્યારે સુશીલાએ એવું મોઢું મલકાવ્યું કે ન પૂછો વાત. અને પછી આંગળી ચીંધી પોતાના ભાઈ બહેનને કહેવા લાગી, "એમ...દાદા! મઝાના દાદા!" અને તે વખતે મને જે આનંદ થયો તેનું માપ તમે જ કાઢી જુઓ ને!

એક વખત ગોપાલ નામનો બાળક માંદો પડ્યો અને બે ત્રણ દિવસ શાળામાં આવી શક્યો નહીં. મેં તેને થોડાં સાચાં ને ખોટાં ફૂલ મોકલ્યાં. તેથી તે એટલો રાજી થયો કે બીજે દિવસે નાચતો કૂદતો નિશાળે આવ્યો. રજા પડી— શાળા બંધ થઈ એટલે મારો હાથ પકડી કહેવા લાગ્યો, "આજે મારે ઘેર ચાલોને, ભાભીએ કહ્યું છે કે તેડતો આવજે." બાળકનો આવો પ્રેમ જોઈ હું આમંત્રણનો અસ્વીકાર કેમ કરી શકું?

બાળકો તો ફૂલની પાંખડીઓ, બાળકો તો ખીલતાં પુષ્પો. કેવો મીઠો પમરાટ ચોપાસ ફેલાવે છે! દુનિયાનાં દુઃખ અને દર્દથી અલિપ્ત હોય છે. આડી અવળી વાતોનું જ્ઞાન હોતું નથી. જીવન સીધું ને સરળ હોય છે. કાંઈક અનેરી મસ્તીમાં ગુલતાન હોય છે. પોત પોતાની રમતોમાં મશગુલ હોય છે.

રજાને દિવસે, અમે ગમ્મત સાથે જ્ઞાન મેળવવા માટે બાળકોને બહાર ફરવા લઈ જતા. કોઈ વાર કલીફટન તો કોઈ

વાર મેંઘ્રાપીર, કોઈ વાર માડીપુર તો કોઈ વખત મલીર. બાળકો આવી સહેલગાહ માટે આતુરતાથી રાહ જોતાં અને ફરવાની એવી તો મઝા પડતી કે તેઓ આનંદમાં ખાવા-પીવાનું પણ ભૂલી જતાં.

ઘણી વાર થાકી ગયાં હોય તો પણ થાકની ફરિયાદ ન કરતાં. પણ કોઈ વખતે બાળક આગળ નીકળી ગયાં હોય અને કોઈ પાછળ રહી ગયું હોય ત્યારે આગળવાળાને પહોંચી વળવા માટે મેં એક યુક્તિ યોજી કાઢી હતી. પાછળ રહી ગયેલાં બાળકોને કહેતો, "દોડો જોઈએ, કોણ આગળ પહોંચે છે? એક, બે, ત્રણ, દોડો."

તેઓ જોર જોરથી દોડવા લાગતાં અને આગળ નીકળી ગયેલાં બાળકોથી પણ આગળ થઈ જતાં.

એક ચાલાક છોકરો મારી યુક્તિ કળી ગયો. પણ તે બીજાંને કહે તે પહેલાં તો મેં કહ્યું, "ચાલો જોઈએ, મને કોણ પકડી પાડે છે?" એમ કહી હું દોડયો. બાળકોનું વૃંદ પણ મારી પાછળ દોડયું. બહુ થાકયા પછી તેઓ કહેતાં "દાદા! હવે થાક ખાઈએ, તમે અમને એક વારતા કહોને!"

તેમને વાર્તા કહેવા માટે મારે ફરીવાર માના ખોળાની શરણ લેવી પડતી. "બા, પેલી જૂની જૂની વાર્તાઓ અને ગરબા ને ગીતો ફરીથી સંભળાવને. હું જ્યારે પહેલાં રીસાતો ત્યારે મને મનાવવા તું વાર્તા કહેતી. હું જ્યારે ખાવા બેસતો નહીં ત્યારે તું વાર્તાની લાલચ આપી વાર્તા કહી જમાડતી. આજે એવી એક વાર્તા કહેને."

ત્યારે મા કહેતી, "ગાંડો થયો છે. આ ઉંમરે તને બાળકોની વાર્તા સાંભળવાનું મન થયું છે?"

હું જ્યારે તેને સમજાવતો કે આ વાર્તાઓ તેની પાસેથી સાંભળી હું બાળકોને કહેવાનો હતો ત્યારે તે ખાસ વખત લઈ મને વાર્તાઓ કહેતી અને એમાંથી ચૂંટી ચૂંટી હું બાળકોને જ્ઞાન ને ગમ્મત આપતો.

ઘણા લોકો આ નવી મોંટેસરીની શાળામાં રસ લેતા. શાળાની ખૂબી એ હતી કે ઘણે ભાગે સ્ત્રીઓ જ શિક્ષણ આપતી. ફક્ત બે જ પુરુષ શિક્ષકો હતા—એક હું અને એક ડ્રોઇંગ માસ્તર. શાળા સ્ત્રીઓના અંકુશ હેઠળ હોય તે વાત કરાંચી માટે નવી હતી. પણ એક વાતમાં સહુ સહમત હતા કે બાળકો સ્ત્રીઓ પાસે, પુરુષો કરતાં, વધારે સારી રીતે શીખી શકે.

કેટલીક બહેનો, પગાર વગર પણ બાળકોને શીખવવા આવતી. અલબત્ત એમાંથી કોઈ કોઈ થાકીને શાળા છોડી પણ દેતી. છતાં કેટલીક હજુ પણ ગાડું ગબડાવતી હતી. તાજેતરમાં જેની ભરતી થઈ હતી તેનું નામ કમળા—કમળા. અલબત્ત, તમે તો તેને ઓળખો છો. તે હવે કરાંચીમાં જ રહેતી હતી; કારણ તેની સાસુ ગૂજરી ગઈ હતી અને તેથી સાસરે રહેવું તેને અશક્ય લાગ્યું હતું. કમળા પોતાના સમયનો સદુપયોગ કરવા અવૈતનિક શાળામાં કામ કરવા જોડાઈ હતી.

હૈદરાબાદમાં અમને લઈ જે ટીકાઓ થઈ હતી તે વિષે કરાંચીમાં ભાગ્યે જ કોઈને ખબર હોય. કરાંચી મોટું શહેર.

ભાતભાતના લોકો નવી શાળામાં જે સ્ત્રીઓ કે બાળાઓ હતી—તે બધાં અમારી નાતનાં ન હતાં કે તેઓને કંઈ પણ ખબર પડી હોય. તે છતાં શરૂઆતમાં તો અમે એક બીજા સાથે બોલતાં પણ જરા જરા અચકાતાં, પણ એકવાર જેવું અમારું મોઢું ખૂલ્યું કે અમને કોણ રોકી શકે એવું હતું—કોણ અમારી વચ્ચે આવી શકે તેમ હતું ?

એક વખત, અમે બાળકોને મલીર ફરવા લઈ ગયા. બાળકો વાર્તા માટે હઠ પકડીને બેઠાં. ના કેમ પડાય ? મારે તેઓને પેલી જૂની રાજા વાળી વાર્તા કહેવી પડી. મને લાગતું હતું: બાળકોને કદાચ એ વાર્તામાં રસ નહીં પડે. પણ તેઓ તો વચવચમાં સવાલો પૂછતાં અને હું જેમ તેમ કરીને જવાબ દેતો—અને તેઓ તે સાંભળી હસી પડતાં—અને મને તો ગમ્મત પડતી.

શરૂઆતમાં આ વાર્તા અડધે સુધી તો મેં તમને કરી છે. રાજકુમારે જંગલમાં આશરો લીધો ત્યાં સુધી આપણે આવ્યા હતા. તેથી ત્યાં સુધી તો હું વાર્તા બરોબર કહી શક્યો. ત્યાર પછીની વાત તેમની સાથે તમે પણ સાંભળો.

"રાજકુમાર તે સુંદર અને સુશીલ છોકરીને પોતાની વીંટી ભેટ આપી પાછો ફર્યો. પણ થોડે દૂર ગયા પછી રાજકુમારને થયું—શા માટે પેલી છોકરીને સાથે જ ન લેતો આવ્યો ?"

બાળકો પૂછવા લાગ્યાં: " શા માટે સાથે લઈ જાય ?...

ને ફરી પાછો જઈને ન લાવી શકે ?" પણ હું શું જવાબ આપું ? મેં તો વાર્તા આગળ ચલાવી.

"છોકરીએ જંગલમાં વસતા પોતાની નાતના છોકરા સાથે લગ્ન કર્યાં. પણ થોડા વખત પછી તેનો વર મરી ગયો. તે બિચારી નિરાધાર થઈ ગઈ. કંઈ સૂઝ્યું નહીં એટલે તે શહેર તરફ ચાલી નીકળી. ચાલતાં ચાલતાં તે રાજાના મહેલ પાસે આવી પહોંચી. રાજાએ તેને બારીમાંથી જોઈ અને જોતાં જ તેના ઉપર મોહી પડ્યો."

પણ બાળકોએ સવાલોની ઝડી મારા ઉપર વરસાવી મૂકી, "રાજાના મહેલ પાસે જ તે કેવી રીતે પહોંચી ગઈ ? ને રાજા પણ મોહમાં પડ્યો એવી છોકરી ઉપર ? રાજાને રાણી ન હતી ?"

મારે મોઢે આના જવાબ હાજર ન હતા. મેં કહ્યું, "મારી માએ જેમ મને વાર્તા કહી હતી તેમ હું તમને કહું છું. સાંભળો તો ખરાં."

એવી રીતે તેમના સવાલોમાંથી છૂટી. મારાથી બનતી સમજણ આપવાનો પ્રયત્ન કરતાં મેં આગળ ચલાવ્યું:—

"રાજાને રાણી તો હતી, પણ તેને પેટમાં દુખવા આવ્યું ને તે મરી ગઈ. રાજકુમારનો બાપ પણ મરી ગયો હતો, એટલે તે જ રાજા થયો હતો. અને તેથી મરજીમાં આવે તેમ તે કરી શકે તેમ હતો."

વળી સવાલોનું ઝાપટું શરૂ થયું. "પેટમાં દુખવાથી સ્ત્રી મરી જાય ?......રાજકુમારનો બાપ વળી કેમ કરતાં

મરી ગયો ?" હું કેવી રીતે મૃત્યુ સંબંધી વાતો તેમને સમજાવું ? મેં કહ્યું: "વાર્તા હવે પૂરી થવા આવી છે. સાંભળવી હોય તો સંભળાવું નહીં તો અહીં જ બંધ કરું."

બધાં જ એકી સાથે બોલી ઊઠયાં "ના, ના. વાર્તા પૂરી કરો."

લજ્જા ભરી મુસ્કુરાહટ સાથે મેં વાર્તા આગળ ચલાવી:—

"તે છોકરીએ જ્યારે પોતાની વીંટી બતાડી ત્યારે રાજાને બધું યાદ આવ્યું ને હુકમ કર્યો કે આ બાઈ માટે નવાં વસ્ત્રાલંકારો લઈ આવો અને એ તેને પહેરાવો. પછી તો આનંદ આનંદ. ઢોલ ત્રાંસાં વાગવા લાગ્યાં. શરણાઈઓ બજવા લાગી...પછી બન્નેએ ખૂબ ખાધું પીધું ને રાજ કર્યું."

બાળકો ફરી પૂછવા લાગ્યાં: "છોકરી બીજી વાર પરણી કે ?"

થોડે દૂર કમળા બેઠી હતી તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો, અને ત્યાંથી એકદમ ઊભી થઈ ગઈ.

જરા આઘે જઈ, નિમાણી આંખ કરી મારી સામે જોવા લાગી. મારા મુખમાંથી પણ એક નિશ્વાસ સરી પડ્યો.

પાછું બાળકોને પહોંચવું કઠણ હતું. મેં ઝટ તેમના પ્રશ્નો રોકતાં કહ્યું "ચાલો વાર્તા થઈ પૂરી."

કોને ખબર શા કારણથી બાળકો ઊભાં થયાં અને દોડવા લાગ્યાં. એકલો હું ત્યાં બેઠો રહ્યો, અને શૂન્ય આકાશ તરફ કાંઈ ન જોતો, જોઈ રહ્યો.

મારા મગજમાં બાળકોના નિર્દોષ તોફાન મસ્તીઓના વિચારો રમી રહ્યા હતા. ને મારા મનમાં કમળાનાં, પાછું ફરી જોતાં, વ્યાકુળ નયનો વસી રહ્યાં હતાં. હું વિચારી રહ્યોઃ બાળકો કેવાં બેપરવાહ બાદશાહ છે! પછી કમળાને જોતાં થયું કદાચ તે પણ મારા ઠંડા નિશ્વાસનો જ વિચાર કરતી ઊભી હશે. પછી એકાએક વિચાર આવ્યો—એક વિધવા માટે આવા વિચારો મનમાં આણવા યોગ્ય છે?

# પ્રકરણ ૧૧ મું

રામબાગનું આખું મેદાન લોકોની મેદનીથી ચિકાર હતું. બાળકો, સ્ત્રીઓ, પુરુષોથી મેદાન ખીચોખીચ ભરાઈ ગયું હતું. બધાં અમારી વાટ જોતાં હતાં, પણ અમારે માટે પણ એ ટોળામાંથી રસ્તો કરવો એ અઘરું કામ હતું.

માર્ચ ૧૯૩૦માં મહાત્મા ગાંધીએ વાઈસરોયને 'અલ્ટીમેટમ' મોકલ્યું. અને તેનો સંતોષકારક જવાબ ન આવતાં, પોતાના આશ્રમના લશ્કર સાથે તેમણે દાંડીકૂચ શરૂ કરી. જે જે ગામડેથી પસાર થતા ત્યાં જાણે વિજળી પ્રસરી હોય તેમ ઉત્સાહ ફેલાઈ જતો. તેમની હાકલ સાંભળી, કેટલાય લોકોએ સરકારી નોકરીઓ છોડી, અને લોકો ખાદીમય થઈ ગયા અને કંઈ પણ કરવા પગભેર થઈ રહ્યા.

બાપુ જેવા દાંડી પહોંચ્યા કે ત્યાં સરોજીનીદેવીએ તેમનું 'Hail law-breaker' (સ્વાગત ! કાનૂન

ઇન્કલાબ !) ના અવાજથી સ્વાગત કર્યું. નિમકનો કાયદો તોડવા બાપુએ હાકલ કરી કારણ કે સરકારે નિમક ઉપર ભારે કર લાદ્યો હતો કે જે નિમક પવન અને પાણીની જેમ આપણને કુદરત મફત આપે છે. વિલાયતી કાપડની દુકાનો અને દારૂનાં પીઠાંઓ ઉપર પિકેટીંગ ગોઠવાયું અને બીજા પણ ગેરવાજબી કાયદાઓ તોડવાની રજા આપી.

શરૂઆતમાં નિમકનો કાયદો તોડવાની વાત ઉપર લોકો હસતા. પણ જ્યારે ગાંધીજીએ જાતે દાંડી જઈ નિમકનો કાયદો તોડ્યો અને ત્યારબાદ ધારાસણાના સરકારી અગર ઉપર દરોડો લઈ જવાનું નક્કી કર્યું અને તેથી જ્યારે થોડા જ વખતમાં ચારે બાજુ અજબ ઉત્સાહ અને પ્રગતિ દેખાયાં ત્યારે બધા જ દાંત તળે આંગળી દઈ કહેવા લાગ્યા, "વાહ ગાંધીજી, તમારો પ્રતાપ!"

શરૂઆતમાં તો સિંધ નિમકનો કાયદો તોડવા સંબંધમાં પોતે તૈયાર નથી તેમ માનતું હતું, પણ જ્યારે સિંધના નેતાઓ હૈદરાબાદમાં ભેગા થયા ત્યારે તેઓએ ઠરાવ પસાર કર્યો કે સિંધ આ કાર્યમાં પાછળ નહીં રહે. જે નેતાઓ આપસ આપસમાં લડતા હતા તેઓ ભેગા થયા અને એક બીજાને ભેટ્યા.

યુદ્ધની હાકલ પડી. યુદ્ધ માટે કુરુક્ષેત્ર કરાંચી નક્કી થયું અને યુદ્ધનો આરંભ તા. ૧૩ મી એપ્રિલ—જલિયાંનવાળા બાગ દિન—નક્કી કરવામાં આવ્યો.

સિંધના શહેરોમાંથી કેટલાય સ્વરાજ્યના સિપાહીઓ જથ્થા બનાવી બનાવી પગપાળા ગામડે ગામડે યુદ્ધપ્રચાર કરવા નીકળી પડ્યા. આમ ગામડે ગામડે ઘૂમી. યુદ્ધનો

સંદેશો આપી, તા. ૧૦ મી ૧૧ મી એપ્રિલ સુધીમાં તેઓ સહુ કરાંચીમાં ભેગા થયા. કેવી અનોખી જાગ્રતિ સિંધમાં આવી ગઈ હતી !

દેવોને પણ દુર્લભ એવો તે દેખાવ હતો. સિંધને ખૂણેખૂણેથી સ્વયંસેવકો, પોતપોતાના જથ્થા સાથે ઝંડા હાથમાં લઈ, રાષ્ટ્રીય ગીતો ગાતા ગાતા દેશને આઝાદ કરવાનો મક્કમ નિર્ણય કરી ચાલી નીકળ્યા હતા. 'આઝાદી પ્રાપ્ત કર્યા સિવાય આશ્રમે પાછો નહીં ફરું' તેવી ગાંધીજીએ પ્રતિજ્ઞા કરી હતી. આખો દેશ જાણે તે પ્રતિજ્ઞાપાલન માટે કટિબદ્ધ થયો હતો. અને સિંધ પણ પોતાથી બનતું બધું કરવા તલપાપડ થઈ રહ્યું હતું.

શરૂઆતમાં આ લડતમાં જોડાવા મને વિચાર ન થયો, અને તે માટે મારે એકથી વધારે કારણો હતાં. મને એની દરકાર ન હતી કે લોકો મને કાયર ધારશે; એ પણ વિચાર નહતો કે નોકરી ચાલી જશે, પણ તે છતાં હું જેલ જવા ઇચ્છતો નહતો. હું જેલની યાતનાથી ડરતો હતો એને લીધે નહીં; ઘરની મારા પાછળ શી દશા થશે તે કારણે પણ નહીં. એમ તો હું જબરો માણસ છું, અને ધમો ઘરની દેખભાળ રાખવા માટે પૂરતો હતો. પણ જેલના પહેલાંના અનુભવોથી હું શીખ્યો હતો કે જેલમાં જઈને આપણે આપણા હૃદયની અને મનની શાંતિ ગુમાવી દઈએ છીએ. આપણે એક બીજાના ભાઈઓ જેવા—એક જ ધ્યેય માટે જેલમાં ભેગા થયેલા નાની નાની વાતોમાં એક બીજા સાથે આખડી પડીએ છીએ.

હું કબુલ કરું છું કે અમારામાંના કેટલાકનો એક બીજા સાથે સ્નેહ પણ જેલમાં જ બંધાયો હતો અને પ્રીતિ પણ જેલમાં જ વધી હતી. પણ આવા દાખલા ગણ્યા ગાંઠ્યા જ હતા. પણ કેટલાયને તો એક બીજા સાથે અણબનાવ થાય છે.

ખરું જોતાં એમાં દોષ માત્ર આપણો નથી હોતો, પણ જેલની દુનિયા બહુ જ સંકુચિત હોય છે. અને જેલના સાથીઓ પણ આપણા ચૂંટી કાઢેલા હોતા નથી. કોઇકનો સ્વભાવ આપણા સ્વભાવ સાથે મળતો હોય ત્યારે ઘણાનો સ્વભાવ વિચિત્ર હોય છે. તે બધા સાથે છ, બાર માસ ગાળવા અને તે પણ જેલની સખ્તીઓ અને મુશ્કેલીઓ વચ્ચે તે જરા મુશ્કેલ બને છે !

ઘરમાં પણ એક લોહીના સગા ભાઈઓ વચ્ચે અમને બન્યું ન હતું ત્યારે અહીં તો જુદા જુદા ઘરોના અને ભિન્ન ભિન્ન વિચારોના માણસો હોય છે, નિરાળી પ્રકૃતિના અને જુદી જુદી ટેવોના હોય છે; એ બધા જ એક બીજા સાથે મળી એક થઈ જાય એ કંઇ નાની સૂની, સીધી સાદી વાત નથી.

અમે ઘણી વાર એક બીજા સાથે અથડાઈ પડતા. તે પણ કોઇ મોટી વાત હોય તો તો ઠીક, પણ જરાક જેવી નમાલી વાતમાં પણ અમે લડી પડતા. બહાર આવ્યા પછી જ્યારે તે વાતો કોઈ વાર યાદ આવતી ત્યારે હસવું રોકી શકાતું નહીં. જો કે કોઈ કોઈ આ અફસોસ ભૂલી શકતા નહીં. અને તે વાતો તેમના અંતરમાં ઊંડે ઊતરી જતી —પણ તેને તો કેમ પહોંચી શકાય !

અત્યારે જ્યારે આખા હિંદની ઇજ્જતનો સવાલ સામે હતો, જ્યારે હિંદે સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો મક્કમ ઇરાદો કર્યો હતો ત્યારે મારા જેવો માણસ પાછી પાની કેમ કરી શકે ? મેં નિશ્ચય કર્યો કે જેલમાં જઈ અંદર અંદરના ખટરાગોનો સામનો કરીશ અને એ પ્રમાણે ત્યાંના વાતાવરણને બગડતું અટકાવવા બધા જ પ્રયત્ન કરી છૂટીશ અને દેશનો જંગ જીતવા સાથે સાથે અંતર્દ્વંદ્વો સાથે યુદ્ધ કરી તેના ઉપર પણ વિજય પ્રાપ્ત કરવાનો દરેક પ્રયત્ન કરીશ.

મેં સત્યાગ્રહસમિતિને વિનંતિ કરી કે નિમકના કાયદા તોડનારા પ્રથમ જથ્થામાં મારું નામ દાખલ કરવાની કૃપા કરે. કેટલાય ઉમેદવાર પ્રથમ જથ્થામાં જોડાવા તૈયાર હતા. પણ ખરેખર મારું ભાગ્ય મોટું હતું એમ હું જ નહીં પણ બધા જ કહેતા હતા. કારણ કે એટલા બધા સેંકડો સ્વયંસેવકોમાંથી પહેલી ટુકડીમાં જે પાંચ ચૂંટાયા તેમાં મારું પણ નામ હતું.

૧૩ મી એપ્રિલે ખાલી બાટલી ખભા ઉપર ભેરવી, નેટિવજટ્ટી પાસે, સમુદ્રનું પાણી ભરવા કૂચ કરી. અમારી સાથે લગભગ ત્રીસથી ચાલીસ હજાર માણસો હતાં. અંદરરોડનો આખો રસ્તો અને રસ્તા ઉપરની દુકાનો તથા રવેશો ઉપર લોકોની ઠઠ જામી હતી. રસ્તે રસ્તે, ઘરે ઘરે અમને સાકર, નારિયેળ, ફૂલોના હાર અને તોરાથી વધાવવામાં આવ્યા. એક જ દિવસમાં જાણે અજબ જાગૃતિ પેદા થઈ ગઈ હતી.

નેટિવજટ્ટી ઉપર શીશામાં પાણી તો ભર્યું પણ

ભીડમાંથી બહાર કેમ નીકળવું તે સવાલ થઈ પડ્યો. છેવટે મોટરમાં ચઢી રામબાગમાં આવી પહોંચ્યા. ત્યાં પણ આગળથી જ માણસોની ભીડ લાગી ગઈ હતી. આ ભીડમાંથી નિશ્ચિત સ્થળે કેમ પહોંચવું તેની મૂંઝવણમાં હતા ત્યાં તો 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ના નિનાદો ગુંજવા લાગ્યા—જાણે કે લોકો આસમાનના દેવતાઓને પોતાનો નિર્ણય જાહેર ન કરવા માગતા હોય! અને પછી તરત જ મેદનીએ પાછા હટી અમારો જવાનો માર્ગ સરળ કરી આપ્યો.

મધ્યમાં રાષ્ટ્રધ્વજ ફર ફર ફરકી રહ્યો હતો. અને ઝંડા નીચે સગડી ઉપરના દેગડામાં પાણી રેડી, નિમક બનાવવાના કાર્યમાં અમે પાંચ જણ પ્રવૃત્ત થઈ ગયા. બધા લોકોની આંખો અમારા ઉપર ચોંટી હતી. આતુરતાથી તેઓ જોતા હતા કે ગમે તે સહન કરવા નીકળી પડેલા અમારા ઉપર સરકારની શી ખફા નિગાહ ઊતરી પડે છે!

બીજી જગ્યાઓથી આવા પ્રસંગે પોલીસના લાઠી-ચાર્જના, નિમક બનાવનારા ઉપર સખત મારપીટ કરવાના તથા તેમને પકડી જેલમાં ઠાંસી દેવાના અહેવાલો આવી રહ્યા હતા. અમે પણ કોઈપણ આફત શિરે આવે તે ઝીલવા તૈયાર હતા જ, અને તે ઉપરાંત માણસોની મેદની અમારા દિલોમાં અનેરો ઉત્સાહ પ્રેરતી હતી કે આ બધા પણ અમારી સાથે સહન કરવા તૈયાર છે. ખાસ કરીને મારું હૃદય તો આનંદથી નાચતું હતું.

ગેરકાયદેસર બનાવેલું મીઠું તૈયાર થયું. અમારી પાસે ઊભેલી સ્ત્રીઓની પ્રથમ હારમાંથી કમળા બોલી ઊઠી:—

"અમને એમાંથી થોડું મીઠું તો આપજો."

તેનો એ ઓચિંતો અવાજ સાંભળી મને આશ્ચર્ય થાય તે સ્વાભાવિક હતું. અને તરત જ ખુશીથી થોડું મીઠું મેં તેને આપ્યું. અને તેણે તેમાંથી કણી કણી આસપાસ ઊભેલી બ્હેનોમાં વહેંચી દીધું. અને બાકી બચેલું પોતાની સાડીને છેડે બાંધી લીધું. આ કરતાં અરધી મિનિટ માંડ લાગી હશે. અને આ બધું મેં સારી રીતે નીરખ્યું.

ત્યાર પછી અમે બધાંને નિમક વહેંચ્યું અને ભાષણો પણ કર્યાં. મીટિંગ ખલાસ થઈ પણ ચકલુંયે ન ફરક્યું.

સત્યાગ્રહસમિતિએ અમને સૂચવ્યું કે અમારે પાંચ જણે સાથે જ રહેવું કારણ કે ગમે ત્યારે ગિરફતારી થાય. અમારે પાંચેએ સાથે જ ગિરફતાર થવું.

આ ફરમાન સાંભળી અમે જતા હતા ત્યાં છેટે ઊભેલી કમળાને જોઈ. એના તરફ વળ્યો કે તેણે પાસે આવવા ઇશારો કર્યો. તેણે મને અભિનંદન આપ્યાં અને બોલી, "આ રાષ્ટ્રીય યુદ્ધમાં મારો ફાળો આપવામાં હું પાછી પાની નહીં કરું": અને તે માટે મેં તેને મુબારકબાદી આપી.

"કમળા!" કોઈએ—તેની સાહેલીએ—પાછળથી સાદ કર્યો અને અમારે છૂટું પડવું પડ્યું. પણ મને લાગ્યું કે તે મને કંઈક કહેવા માગતી હતી. મારી પણ ઇચ્છા હતી કે અમે થોડીવાર એક બીજાને મળીને વાતો કરીએ, પણ મનની ઇચ્છા મનમાં જ રહી અને અમે હાથ જોડી છૂટાં પડ્યાં.

# પ્રકરણ ૧૨ મું

બીજે દિવસ પણ એમને એમ પસાર થયો. અમે પકડાયા નહીં. સત્યાગ્રહસમિતિએ ત્યારે આજ્ઞા કરી કે અમારે સિંધનાં શહેરે શહેર ઘૂમી યુદ્ધનો સંદેશો અને સમાચાર પહોંચાડવાં. સત્યાગ્રહસમિતિનાં ફરમાન અમે કેટલી ત્વરાથી બજાવતા! અને થવું પણ એમજ જોઇએ. યુદ્ધમાં તું મોટો કે હું મોટો ભૂલી, જેના શિરે તાજ હોય, તેના મોઢામાંથી હુકમ નીકળતાં જ દરેકે તેનું તે સાથે જ પાલન કરવું જોઇએ.

અમે સિંધ આખામાં ફરીને પાછા આવ્યા તે પહેલાં અમારા મુખ્ય સાત આગેવાનોને પકડી, સજા કરી, જેલમાં ધકેલી દેવામાં આવ્યા હતા. કેસ સાંભળવા લોકોનાં ટોળે ટોળાં એટલાં તો ઊભરાતાં કે મેજીસ્ટ્રેટે ટોળાં વિખેરવા ગોળીબાર કરવાનો નાદિરશાહી હુકમ પણ બહાર પાડ્યો

હતો. આમ હિંદમાં સૌથી પ્રથમ ગોળીબારનો કિસ્સો કરાંચીમાં થયો. અમારા બે જુવાન યોદ્ધા ત્યાં જ, તે જ વખતે મરી ગયા. કેટલાય લોકો જખમી થયા. જ્યારે આ સમાચાર મેં સક્કરમાં સાંભળ્યા ત્યારે મને બહુ જ લાગી આવ્યું અને થયું કે એ ટોળામાં હું હોત તો કેવું સારું થાત!

સફર-યાત્રા પૂરી કરી અમે પાછા ફર્યાં ત્યારે અમને જુદા જુદા શહેરોમાં, અલગ અલગ મોકલવામાં આવ્યા. હૈદરાબાદ, સક્કર, લારખાના, શિકારપુર, મીરપુરખાસ અને જેકોબાબાદમાં સત્યાગ્રહ માટે લોકોને અમે તૈયાર કરવા લાગ્યા. અને નિમકનો કાયદો તોડાવવા લાગ્યા. મને ત્યારે લારખાના—મોકલાવ્યો.

તારીખ ૭ મી મે, ૧૯૩૦ ના દિવસે લારખાનાનો વારો હતો. લારખાનામાં નિમકનો કાયદો તોડવા માટે તજર-બાગ—હાલ જે રીઝબાગ કહેવાય છે— નક્કી કરવામાં આવ્યો. લારખાનાની જનસંખ્યાને ધ્યાનમાં લેતાં લોકોની મેદની ઘણી મોટી હતી. જ્યારે નિમક પકાવી તૈયાર કરવાનો હુકમ જાહેર કરવામાં આવ્યો ત્યારે પોલીસના માણસોએ ખાનગી પોષાકમાં વાંસની લાઠીઓ લઈ, સભામાં ધસારો કર્યો અને લોકો ઉપર સખત લાઠીમાર ચલાવ્યો. સ્ત્રીઓ તેમજ બાળકો પણ આ લાઠીચાર્જથી ડર્યાં નહીં. પણ ધન્ય છે બહેનોને તેમજ બાળકોને કે તેમણે ધૈર્યથી તે સહન કર્યું.

લાઠીનો મારો જોઈ નવજુવાનોનાં લોહી ઊકળ્યાં, પણ ધન્ય છે તેમને કે ગાંધીજીનો "**अहिंसा परमो धर्मः**"ના આદેશ પ્રમાણે તેઓ બિલકુલ શાંત રહ્યા. મારા ઉપર પણ

લાઠીઓની ઝડી વરસી, પણ ન જાણે ક્યાંથી તે સહન કરવાની શક્તિ પ્રાપ્ત થઈ જેથી ચું કે ચાં પણ ન કર્યું. સુબેદારે તો 'પિસ્તોલ' પણ સામે ધરી પણ હું ડગ્યો નહીં અને પોલિસ, આટલી બધી મારકૂટ પછી પણ અમારું પકવેલું મીઠું હાથ કરી શકી નહીં. એજ મારે માટે મોટો આનંદ હતો.

જ્યારે પોલીસ લાઠીચાર્જ કરી થાકી, જ્યારે પોલીસ પોતાનું જોર અજમાવી ચૂકી. ત્યારે અમારામાંથી જે, ૬, ૭ લોકોને ગંભીર ઈજા થઇ હતી તેમને ઇસ્પિતાલમાં ખસેડી અમે ઘેર પાછા આવ્યા. મને હજી મારની પીડા લાગતી નહોતી કારણ કે હજી હું જોશમાં હતો. તેટલામાં કરાંચીની ગાડી ઊપડવાનો વખત થયો એટલે હું તેજ ગાડીમાં ચઢી, કરાંચી સત્યાગ્રહસમિતિ સાથે મસલત કરવા ચાલી નીકળ્યો. ગાડીમાં મને થોડી થોડી ખબર પડવા લાગી કે મને કેટલો સખ્ત માર પડ્યો હતો.

સિંધમાં પ્રથમ લાઠી ચાર્જ લારખાનામાં જ થયો અને તેથી આખા સિંધનું ધ્યાન લારખાના તરફ ખેંચાયું. જ્યાં ત્યાંથી વોલંટિયરો લારખાના ભેગા થવા લાગ્યા. પણ તેમને નિરાશ થઈ પાછા જવું પડ્યું કારણ કે સરકાર આટલા બધા સત્યાગ્રહના સિપાઈઓને જોઇ ડરી ગઈ, કે જાણે કેમ પોલીસ પાચડી કેમ્પની સદંતર બંધ થઈ ગઈ.

કરાંચી પહોંચતાં પહોંચતાં તો મારા સાંધે સાંધા કળવા લાગ્યા. એમ લાગતું હતું કે જાણે મારાં હાડકાં પાંસળાં ભાગી ગયાં છે. મારી આ દશા જોઈ, મને ઠીક ન થાય

ત્યાં સુધી કોઈ પણ કામ ન કરવાનો મને હુકમ થયો. ગાંધી ઇસ્પિતાલમાં મને દાખલ કરવામાં આવ્યો. બીજે જ દિવસે એજ ઇસ્પિતાલમાં કમળા પણ આવી અને બોલી:

"આ દવાખાનામાં સ્વયંસેવિકા તરીકે હું રહેવા આવી છું. હું જાહેર રીતે સત્યાગ્રહમાં ભાગ લઈ જેલમાં ન જઈ શકું તો આવી રીતે તો સત્યાગ્રહમાં મદદ કરી શકું અને તેમ કરી મારું જીવન સફળ કરી શકું."

જેટલો વખત હું ઇસ્પિતાલમાં રહ્યો, તેટલો વખત કમળાએ મારી દિલોજાનીથી કાળજીપૂર્વક સેવા કરી. હું ઘણીય વાર કહેતો "આટલી બધી તકલીફ મારે માટે ન લો તો!" ત્યારે તે કહેતી: "તમે સૌ દેશને માટે આટલાં બધાં કષ્ટો સહન કરો અને હું આટલુંક કરું તેમાં શું થઈ ગયું?"

મારા ખાટલા પાસે ખુરશીમાં બેસી જ્યારે તે પોતાના કોમળ કર વડે મારું માથું દબાવી મને સુવડાવી દેતી ત્યારે જાગતાં મને ઘણી જ શરમ લાગતી. હું કહેતો: "તું હજી જમવા પણ નથી ગઈ કે?" ત્યારે તે મારો હાથ હલાવી કહેતી: "હમણાં જ જાઉં છું. આ ચાલીને." જ્યારે તે જતી ત્યારે મને થતું—તે કેટલી માયા રાખે છે મારા ઉપર? કેટલી સેવા કરે છે? તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ?

જ્યારે મારી તબિયત તદ્દન ઠીક થઈ ગઈ ત્યારે સિંધ સત્યાગ્રહબુલેટીનના સંપાદનનું કામ મને સોંપવામાં આવ્યું. સાઇક્લોસ્ટાઇલ મશીન અમારે એક સ્થળેથી બીજે સ્થળે ફેરવવું પડતું કે જેથી સરકાર અમારું મશીન જપ્ત ન કરી

શકે. રોજ બે હજાર પત્રિકાઓ અમે કાઢતા અને તે બધીયે પૈસે પૈસે વેચાઈ જતી.

એક દિવસ કલેકટર પોતે સિપાહીઓની ટોળી સહિત કૉંગ્રેસ ઓફિસની ઝડતી લેવા આવી પહોંચ્યો, પણ ન તો હું ત્યાં હતો કે ન મશીન જ તેને મળ્યું. એટલે ટાઇપરાઇટર ઉપર દાઝ કાઢી, તેને તથા થોડાંક કાગળિયાં જપ્ત કરીને તેઓ ચાલતા થયા.

બીજે દિવસે ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મને રસ્તામાં મળ્યા, અને તેણે મારા કાનમાં કહ્યું: "હું તારી જ પાછળ પાછળ રખડું છું." મેં કહ્યું: "આમ છાના છાના શા માટે પાછળ ભમો છો. હું તો તૈયાર જ છું. લઈ ચાલો."

તેની મોટરમાં બેસતો હતો ત્યાં કમળાને ગાંધી હૉસ્પિતાલમાં જતી જોઈ એટલે દૂરથી જ તેની વિદાય લીધી અને બીજાઓને વંદેમાતરમ્ કહેવડાવ્યા. તે વખતે તેના હાથમાં બુલેટીન હતું તે બતાવતાં તે બોલી "મેં તમારી અપીલ વાંચી છે, એટલે કાલથી જ હું વિલાયતી કાપડની દુકાન ઉપર પિકેટિંગ કરવા બહાર પડીશ."

આ વખતે જેલમાં મારો નિવાસ સફળ થયો. જેલના કાયદા પ્રમાણે વર્તવાનો મેં પ્રયાસ કર્યો અને તેમાં હું સફળ થયો. 'કજિયાનું મોં કાળું' કરી હું મિત્રો સાથે વધારે ચર્ચામાં ઊતરતો જ નહીં. 'હા' કહીને જ ચલાવી લેતો, અને મારો પોતાનો હિસાબ ચોકખો રાખતો—મારું વર્તન અણિશુદ્ધ રાખવા પ્રયત્ન કરતો. આ બધાનો આધાર

આપણા ઉપર જ હોય છે. જો આપણે બધા સાથે સારી રીતે વર્તીએ તો બીજાઓ આપણી વિરુદ્ધ કેમ વર્તી શકે ?

એક મિત્રે સૂચવ્યું હતું કે દુનિયામાં ફાવવું હોય તો કોઈ પણ માણસ માટેનો આપણો અભિપ્રાય વ્યક્ત ન કરવો. અને બહારથી તો પ્રેમ જ દાખવવો. દુનિયામાં રહેવાની આ એક સફળ યુક્તિ છે. પણ મારા જેવા માટે આ પ્રમાણે વર્તવું જરા મુશ્કેલ છે. પણ હું ધારું છું કે મેં એક વધારે સારો ઉપાય શોધી કાઢ્યો હતો. હું કોઈ પણ માટે ખરાબ ખ્યાલ બાંધતો જ નહીં અને તેથી કરીને મારું વર્તન અંદર તથા બહારથી એક જ સરખું પ્રેમ અને સ્નેહવાળું રહેતું અને તેથી હું આનંદમાં રહેતો અને મારું મન હમેશાં શાંતિ અનુભવતું.

બુલેટીનના સંપાદક તરીકે, અને નિમકનો કાયદો તોડનારા તરીકે મને કુલ દોઢ વર્ષની જેલની સજા કરવામાં આવી. પણ હજી તો સાતઆઠ મહિના પણ નહીં થયા હોય ત્યાં બહારથી જેલમાં આવનારાની સંખ્યા ઘણી જ ઓછી થવા લાગી—નહીં જ જેવી થવા લાગી. યુદ્ધની આવી દશા જોઈ અમને દુઃખ થયું અને અમે નિરાશામાં ડૂબી જતા. જેલમાં હોઈએ અને બહારના લોકો પણ અંદર આવે ત્યારે ઉત્સાહ આવે છે પણ જ્યારે લોકો નિરુત્સાહ થઈ જાય છે, ત્યારે અંદરના કેદીઓ સહેજ નિરાશા અનુભવે છે.

એકાએક ૧૨ મી જાન્યુઆરી ૧૯૩૧ ના રોજ મને ખબર પડી કે જેલમાં એક મોટું સત્યાગ્રહી લશ્કર આવ્યું છે.

ગાંધીજીની આ રાજનૈતિક ચળવળે, થોડા જ વખતમાં,

દેશમાં એવો તો સામાજિક પલટો આણ્યો હતો કે જે બહેનો, સમાજમાં સદીઓથી કચડાયેલી હતી, અને જે એક શબ્દ પણ બોલી શકતી નહતી, તેઓ પણ આજે તો, પુરુષોની જેમ મેદાનેજંગમાં પડી હતી અને સરઘસોમાં તથા સભાઓમાં જઈ કડક ભાષણો કરતી થઈ હતી અને પિકેટીંગ પણ કરતી હતી. અમને ખબર પડી કે સરકારે કરાંચી કોંગ્રેસ સમિતિને બેકાયદેસર સંસ્થા જાહેર કરી હતી.

ત્યાર પછી, રવિવારને દિવસે, ૧૬ મી જાન્યુઆરીના દિને રામબાગમાંથી એક જંગી સરઘસ કાઢવામાં આવ્યું હતું, અને તે નાનકવાડા ઉપર પોલીસે રોક્યું હતું. પોલીસે સરઘસ ઉપર લાઠીચાર્જ કર્યો. લોકોએ તે અત્યાચારી લાઠીચાર્જનો બહાદુરીથી સામનો કર્યો. લોકો રાતના એક વાગ્યા સુધી રસ્તા ઉપર જ બેસી રહ્યા. છેવટે પોલીસ થાકી, પીછેહઠ કરી, ચાલતી થઈ. અલબત્ત ઘણાને ગિરફતાર પણ કર્યા. પણ જ્યારે માણસો માથું આપવા તૈયાર હતા ત્યારે તેમને મન જેલ શી વિસાતમાં હતી ?

તે દિવસે કરાંચીની ડિકટેટર કમળા હતી, અને તેની સાથે સ્ત્રીઓની એક મોટી ટોળી જેલમાં આવી હતી. તે સાંભળી બધા જ આનંદમાં આવી ગયા. મારા આનંદનો પાર જ નહતો.

એક દિવસ જેલની ઑફિસમાં મને કંઈ કામસર બોલાવવામાં આવ્યો. મેં જોયું કે કમળા પણ ત્યાં જ ઊભી હતી. કદાચ પોતાની મુલાકાત માટે આવી હશે. અમે બન્નેએ એક બીજા તરફ નજર નાખી. મને લાગ્યું કે મને જોઈ તે

એટલી જ ખુશ થઈ જેટલો તેને જોઈ હું ખુશી થયો. અમારા બન્નેના મુખ ઉપર સ્મિત ફરી વળ્યું, અને પછી બન્નેના મુખમાંથી એક નિઃશ્વાસ સરી પડ્યો. આ સ્મિત અને નિઃશ્વાસ આનંદના હતાં કે દુઃખના ? કે પછી આનંદ અને દુઃખ બન્નેના ? કોણ જાણે !

હમણાં થોડા દિવસથી તો માણસોની પલટનની પલટન જેલમાં આવતી હતી. યુદ્ધમાં બાળકો, સ્ત્રીઓ, પુરુષો સૌએ સારી રીતે ભાગ લીધો હતો. બિચારાં બાળકો તો ફટકા ખાવાથી પણ બીતા નહતા. પણ વચગાળાની મંદી બાદ, આટલા બધા માણસો ક્યાંથી ભરતી થયા કે જેલ આખી આમ ભરાઈ ગઈ?

વાહ ! ઊડતી ઊડતી વાત કાને આવી કે મહાત્મા ગાંધીજી તથા આખી કોંગ્રેસ વર્કિંગ કમીટીને—તા. ૨૬ મી જાન્યુઆરી—આપણા સ્વાતંત્ર્ય દિને—સરકારે છોડી દીધા છે. અને હવે સરકાર અને દેશની વચ્ચે સુલેહ થવાની છે.

આ અફવા સાચી ઠરી. માર્ચની ૮ મી તારીખે—ગાંધીજીએ સત્યાગ્રહ શરૂ કર્યો તે તારીખે જ—બરોબર એક વર્ષ પછી અમને બધાય રાજદ્વારી કેદીઓને બિનશરતે છોડી મૂકવાનો હુકમ થયો. અમે જેલનિવાસીઓ એટલા આનંદમાં આવી ગયા કે જેનો પાર ન હતો.

દરેકને પોતપોતાના ઘરનાં ખાનગી કપડાં પહેરવા માટે આપવામાં આવ્યાં અને દરેકને વારા ફરતી ઓફિસમાં પોતપોતાની અનામત રાખેલી ચીજો તથા પૈસા પાછા લઈ જવા બોલાવવામાં આવ્યાં. કમળા જ્યારે પોતાની ચીજો

લેતી હતી ત્યારે હું તેની આગળ જ હતો. તેની ચીજોમાં એક કાટ ખાધેલી વીંટી પણ હતી. તે મળતાં જ તેણે તે મારી તરફ હાથમાં ફેંકી. જ્યારે મેં તે ઝીલી કે તરત જ મને બાલ્યકાળના દિવસો યાદ આવ્યા—જ્યારે મેં તે વીંટી તેને ભેટ આપી હતી, અને વળી વળી પેલી રાજકુમાર વાળી વાતો યાદ આવી. કોને ખબર કદાચ કમળાને પણ એ બધી વાતો સ્ફૂરી ન આવી હોય !

અમારા બન્નેના હોઠ મલક્યા અને એકાએક નિઃશ્વાસ નંખાઈ ગયો. અમારું તે વખતનું સ્મિત તથા નિસાસો બન્ને આનંદનાં હતાં તે વાત ચોક્કસ.

જેલના દરવાજા બહાર માણસોની ભીડ જામી હતી. અમારું સ્વાગત્ કરવા—અમને ઘેર પહોંચાડવા—લોકોની ઠઠ જામી હતી; તથા ગાડીઓ, મોટરો, લારીઓ વગેરે તૈયાર જેમાં રાખવામાં આવ્યાં હતાં.

મને ખબર નથી કે બીજાઓ ક્યાં ગયા. પણ અમે બન્ને એક મોટરમાં બેસી સીધાં મા પાસે ગયાં.

અમે બન્નેએ માના ચરણોમાં માથું નમાવ્યું. ત્યારબાદ મેં માને કહ્યું: "માડી ! અમને આશીર્વાદ દે."



સમાપ્ત.

તમે એમ વિચાર કરો છો કે—

# "હું મારો જિન્દગીનો વીમો આગળ જતાં ઉતરાવીશ....."

પરંતુ "આગળ જતાં" સંભવ છે કે ડૉક્ટર તમને કહેશે કે. હવે તમે ઘણા મોડા પડયા છો!

વહેલાં કે મોડાં લગભગ દરેક જણ
વીમો નહિ ઉતારી શકે તેવી સ્થિતિમાં
આવી પડે છે.

કશી અજાણી પળે, જીવનનો પલટો લાવતી આ રેખા— વીમો ઉતરી શકે અને વીમો ના ઉતરી શકે એ બે સ્થિતિ વચ્ચે ભેદ પાડતી મર્યાદા — તમે ઓળંગી જશો તે કોઇથી કહી શકાતું નથી.

માટે

ભાવિના સંરક્ષણનો બંદોબસ્ત આજે જ કરી લેવા

લખો:—

**કંચનલાલ વરજદાસ,** જનરલ મેનેજર,

## યુનિવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્સ્યુરન્સ કું. લી૦

યુનિવર્સલ બિલ્ડીંગ, સર ફીરોજશાહ મહેતા રોડ, કોટ, મુંબઇ.